શ્રી નવીન

# સતી પદ્મિની.

ગદ્ય પદ્યાત્મક ત્રિઅંકી નાટક.

શ્રી દેશી નાટક સમાજ માટે

રચી પ્રસિદ્ધ કરનાર,

ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.

અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦. સને ૧૯૧૪.

૧

કિંમત રૂા. ૨-૦-૦

# શ્રી નવિન

# સતી પદ્મિની નાટક.

---

## મંગળાચરણ.

**સુત્રધાર—**

શાંતિદાતા નામું શિવ શિવ માર્ગ આપનારા,
કાપનારા પાપ તાપ વ શ્રાપ સર્વ તનના.
નવિન કૃતિ આ નવિન રંગ
નીરખી વ્યાપે અંગો અંગ
શાંતિ અચલ વિમલ વિરમી વિકલ તર્ક મનના—

**સુત્રધાર**—આર્ય બાળાઓ ! આજે મારો વિચાર આ સભાજનો સમક્ષ શ્રી નવિન સતી પદ્મિની નામે નાટકનો પ્રયોગ ભજવી બતાવવાનો છે.

**નટી**—પ્રાણનાથ, સતી પદ્મિની તે કોણ ?

**સુત્રધાર**—પ્રિયા, રજપૂતસ્થાનના વીર યોદ્ધાએ મેવાડ મુગટ મણી રાણા ભીમસીંહજીની સ્ત્રી સતી પદ્મિનીનું શીયળ સાચવવા જે જે સંકટો સહન કર્યાં છે તે સભાજનોને પ્રત્યક્ષ ભજવી બતાવવાનો મારો વિચાર છે.

**નટી**—વાહવા ઘણોજ સારો વિચાર!

( નેપથ્ય )

રમઝુમ સાહેલી સહોની પીયારી.

નટી—હેં ! આ ગડબડ શી !

સુત્રધાર—આ તો દીલ્લીના પાદશાહ અલ્લાઉદ્દીનની બેગમ સાહેલીઓ સાથે બગીચામાં હાસ્ય વિનોદ કરી રહ્યાં છે જો. ચાલો આપણે પણ આપણા કાર્યમાં પ્રવૃત્ત થઇએ.

નટી—હાં ચાલો પણ સાંભળો.

## ગાયન.

નટી—

ક્યાં તે ક્ષત્રી વીર જે ગરજ્યા સિંહ સમારણમાં
આજ નામપર સિંહ લગાવી ઝુલતા પારણમાં
શૌર્ય હીન નિર્માલ્ય—
રાજપુત પતિત હીન કંગાલ
ક્ષત્રી સુત ભ્રષ્ટ નષ્ટ બે હાલ
વીર લક્ષ્મીથી શોભિત અંગે નહી કોઇ નૃપ શુરા
બાજુ પોંચીયો જડાવ પહેરી હીરા મોતી લાલ
રમણી રમણ રસમાં પુરા—

# સતી પદ્મિની.



## અંક-પહેલો.



### પ્રવેશ ૧ લો.



(સ્થળ—બગીચો.)

પાત્ર—સાહેલીઓ, બેગમ, મુફ્લીસખાન અને પાટ-જાથી બાદશાહ.

સાહીલીઓ--

રૂમઝુમ સાહેલી સખીની પીયારી
મટકી ગગરીયાં ભરકર શિરધરે
પનઘટ આવો તુમ સારીયાં
રૂમઝુમ બદરી બિરહકી બરસન લાગી આજ
જરત મરત હું નાથજી રખીઓ હમરી લાજ
આવો સારી પ્રેમ દુલારી ઘુંઘટ ઝટપટ ખોલ
હમ વારીયાં હો નિસારીયાં—
પીયા તીહારે ઠાડહે, કબસે તોરે આસ
દુઃખદરદ સબ દુરહો આવો હમરે પાસ—

**૧ સાહેલી**—અલ્લાહ, અલ્લાહ, યેહ ફયસી ખાલીકે બેચુનો ચશહકી કુદરત હય કે દીલે નુકતા રસકો હયરત હય, યે ગુલઝારભી યેક નમુનએ જન્નત હય, તબસ્સુમે જાનાકી તરાહ ગુલ ખીલ રહે હય, ફુલ મસ્તાનેવાર નાજુ.ક નાજુ.ક ડાલીઓમેં હીલ રહે હય, કોયલકી નગ.મ ફશી બુલબુલકા પ્યારા પ્યારા બોલના, નરગીસકા હવાયે ફરહતે અંગે-જમે નાજ. કરના, આલમકો દીવાના બના રહા હય.

**૨ સાહેલી**—હાં સચ હય બહેન.

દીલકભી દામે મહોબતમે ગીરફતાર ન હો,
યે વોહ મર્જ.હય ઇસ્સે કોઈ બીમાર ન હો, ખુદા કરે કે બશર ઇસ્સે ગીરફતાર ન હો, દર્દ સર મોલ નલે દરપયે આજાર, નહો, મર મીટ દુનીઆસે પર ઇસ્સે કોઇ ખ્વાર ન હો.

**૧ સાહેલી**—બેશક બહેન, ઈસ ગુલશને સબજા. જા.રપર દીલ હય નીસાર, પત્તોં પર શબ નમકી બુહાર, ફુલોંકે જોબનકા ઓભાર, સર્વ ચમન પર કુમરીકી પુકાર, દીલા રહા હય યાદે દીલદાર.

હાથમેં શીશા હો સાગર હો મય મરગુબ હો,
ઓર પહેલુમેં કોઈ દીલદાર ખુશ અસલુબહો,
તો મજા ઈસ જીંદગાનીકા અય બહેનો ખૂબ હો.

**૩ સાહેલી**—હાં સચ હય બહન, મગર યે વોહ અને હય, જો ફોલાદસેં બને હય, હલવા નહીં જો ગટાગટ ખા જાએ, આસા નીસે દબા જાઓ, આશક બખ

ગ.મકે પાલે પડ જાતે હંય, તો જાનક લાલે પડ જાતે હંય.

૧ **સાહેલી**—બસ ચૂપ રહો જાદા ન બકો, અભી બેગમ સાહબા આતી હોંગી, બાગમેં તશરીફ લાતી હોંગી.

૨ **સાહેલી**—લો યાદશ બખે.ર, વોહ કરતી હુઇ સયેર પરીરૂ બેગમ સાહબા આતી હય, બાગમેં તશરીફ લાતી હય.

**બેગમ**—હંય યે જોરકી આવાજ કીસ્કીથી, કીસનેગે શોરીસ મચા રખીથી, કયા ફીકથા, કયા જીક્રથા, અરી દીવાનીઓ મસ્તાનીઓ તુમ્હે શરમો હયા નહીં, ખોફ કીસીકા જરા નહીં ?

૧ **સાહેલી**—બેગમ સાહબા, ઇન સબોંકા ઇશ્કને ઘેરા હય, જીન્નાતે ઇશ્કને હાથ ફેરા હય, ઇશ્કકા જીક્ર હર-ઘડી હરદમ, કરત્તી હંય શાદ હોકે યે પયહમ, મયને ફી કુચ્છ નસી હતેં ઇનેકમ, નાકમેં મેરે આગયા હય દમ.

**બેગમ**—"હા અફસોસ, યે ઇશ્ક વોહ બલા હય, કે જીસને ઘુંટા લાખોંકા ગલા હય"

—અફસોસ—

"ઉઠા શરાબે મહોબતસેં દીલ કે ખુમકા જોશ,
અજબ નહીં જો કયામત તલક રહું મદ હોશ."

અય સાહેલીઓ, ઉસ સન્નાયે અજ.લીને કયસે કયસે રંગા રંગ અપની અકલો ફુરંગસે રંગીની કુદરત કો હોવયદા કીયા, દેખો તો ઇસ ગુલ-

જારમે કયસે કયસે ફુલ પયદા કીયા, ઉસ્કી સયેરસે દીલે રંજીદા ખુરસંદ હય, ઇસ વાસ્તે યે બાત મુજકો નીહાયત પસંદ હય.

૨ સાહેલી—બેગમ સાહબા, આપ કે દીલમેં રંજ, આસુદા હાલકો નહીં કુચ્છ રંજસે ગરજ, રખતે હય સદા અયશસેં ઓર ગંજસે ગરજ.?

બેગમ—તુજકો હમારે હાલસેં ઓર રંજસે ગરજ.

" દુખીઆ તો ગમ અપના જાને,
કોઇ હાલ કીસીકા કયા જાને,
જો બીપતા હો બીપતા જાને,
યા વો જાને મૌલા જાને,
કોયલકી કુહુક સદા જાને,
બુલબુલકો ગુલકી બલા જાને,
ફુલોંકો રસ ભંવરા જાને,
બાકી જો કુચ્છ હય ખુદા જાને.

૨ સાહેલી—મુજસે કહો પ્યારી ખુદા જાને, બેગમ તુમે હમ અપના જાને, કોઇ ખ્વાબ કોઇ સપના જાને, કુલ હાલ કહો અલ્લા જાને.

બેગમ—દેખો દેખો, વોહ ભંવરી રસ લોભી કયસી ગુલપર દેતી હય જી, ઉસ ગુલાબસે ઉઠી ઉસ મોગરેપે જા બયઠી, મસલ હય.—

## શેર.

" ભંવરા લોભી ફુલકા કલી કલી રસલે,
કાંટા લાગા પ્રેમકા બાર બાર જીદે,

ક્યા તબીયતમેં ઇસ્કે આઇ હય, કે હર ગુલોં શાખપર ચડાઇ હય, ઇસ્કે કીસ્મતકી રસાઈ હય."

**૧ સાહેલી**—તો આપપર ક્યા ક્યાહત હય, હર તરાહકી રાહત હય, શહેરોમેં રાજ હય, દુશ્મન મહોતાજ હય, જો કુચ્છ કે કાજ હય, હર એક ઢંગસે શોહર સુલતાન હય, સાહેબ દૌરાન હય, યે આન બાન હય અપને ખુશ રંગસે.

**બેગમ**—મુજકો તો ઇસ વખ્ત યે ભંવરી કોયલ ઔર મેયના ખૂબ માલુમ હોતે હય.

**૧ સાહેલી**—બેગમ સાહબા! યે સચ બાત હય મગર, આદમી કયસાબી હો લેકીન લ્યાકત શર્ત હય કુચ્છ બનારખે જહાં મે કદરો ઇજત શરત હય, ખૂબસુરતહીપેં હદ ક્યા હય શરાફત શરત હય, કયસીભી ઓરત હો લેકીન નેક આદત શરત હય, ઓર કરે દીલસેં કે ખાવીંદકી ઇતાયત શરત હય.

**બેગમ**—બસ બસ કુચ્છબી હો, મગર મુજકો તો ઇસ વખ્તયે ભંવરી મયના ઓર કોયલ ખૂબ માલુમ હોતે હય.

**૨ સાહેલી**—બેગમ સાહબા, યે તુમારી તકરાર ફજુલ હય નાહક મુબાહસે કો તુલ હય. બેશક યે ખુદ મુખ્તાર હોતે હય, આજાદીસેં કાર રખતે હય, મગર યેબા ફીતરતસેં દૂર અસમતસે પુરનુર હય, તો ઇનસાન અશરફુલ મખલુકાત કહેલાતે હય, ખલક-

તમેં આલા સમજા જાતા હય, જો ઈગ્ાનદાર હય અસમત શઆર હય, વોહી નેકકાર હય—"દુનીઆ અજીબ મરહલયે બેસબાત હય, હરયેક જી.હયાતકો આખીર મમાત હય—યહા ચયન યેક લમહે નહીં, દીનરાત હય. અછી જો ગુજર જાયગીતો અછી બાત હય, હય મૌત તાક અપની લગાય કમીનમેં, લે જાયગી યે ખીંચકર આખીર જમીનમેં."

બેગમ—બસ મેરા સર ન ફીરાઓ, મગ.જ નખાઓ, અબ ઇસે જ્યાદા કયા બતલાઉં, કયા સમજાઉં, આઓ બાગકી સયેર કરેં દીલ સેર કરે.

## ગાયન.

બેગમ-સાહીલીઓ—

હીલ મીલ ચલીયે મોહનીયાં પ્યારી
મોહનીયાં પ્યારી સોહનીયાં સારી
જુઇ ચંબેલી સખીયાં ચુનત હય ગુલાબ ચુનત હે
શાહકી પ્યારી
સયરે ચમન મોહે જહેર લગત હય ઓર જરત હય
જાન હમારી
જાન હમારી ફુકત હય સારી

બેગમ—અશમત બચાના, અપને નબ્જકો કાબુમેં લાના, નાહક લુત્ફ જીંદગાનીસે હાથ ઉઠાના, યેભી એક ખીર ટેડી હય, ઓરતોકે દીલે આજા.દકી બેડી હય, ઓર મરદોકો હર બાતકા અખત્યાર, અયસી આ-

ઝાદીસે હાર, કે ગયરોકે ઘર જાના ખુશીઆ મનાના, ખુબચે કીસને માના, અબ મયને, અપને દીલદાર મુફલીસખાન જીશાન નવજુવાન હસીનોકી જાનસે વસ્લકા વાદા કીયા હય, અપની તરફ આ માદા કીયા હય, લોયાદશ બખેર વોહી સાહબ આતે હય, તશરીફ લાતે હય, કયું પ્યારે જીશાન અચ્છે તો હય દીલોજાન ?

મુફલીસ—જી હા મહેરબાન, આપકી દોઆસેં સલામત હય મુફલીસખાન, બંદા હાંફતા કાંપતા મીકા પાયા, હજુરકે પાસ દોડા આયા, ખીઆલે ચહેરે યે જેબાં મુઝેદીન રેન આતા હય, કહાં એ દેખયે પ્યારી યે દીલકો ચયન આતા હય.

બેગમ—પાસ બાં તુ હય મેરી નજરોમેં પર સુલતાન હય, મર્દ મેરા હીચ હય ગરચે શહે દૌરાન હય. ખાન યે દીલમેં બસા અબ તું હી તો મેમાન હય, હય યે ખીદમતગાર બંદી તાબયે ફરમાન હય, તુજપે અય દીલદાર મેરી જાન તક કુરબાન હય.

ગાયન.

બેગમ—

મોરે બાંકે સીપઈયાં નમારોરે કટરીયાં
નમારોરે કટરેીયાં ચલ આવરે અટરીયાં
પઇયાં પરૂં તોરે ટહું કજ્જેરે
ધરધર ધરકત હે છતીયાં પીયા જીયા ના સતાઓરે

જીયાના જલાઓરે
સાવરીઆ સલુના નમારોરે નજરીયાં

**બાદશાહ**—યા પરવરદીગાર, મય ખ્વાબ મેં હું યા બેદાર? ખબ્રદાર અય મુજરીમે નાબકાર, બતાઓ અય્યાર મક્કાર યે કયા હય ઇસરાર ?

**બેગમ**—જી હુજુર બંદીબી હય લાચાર, યે મુઆ કોઇ મર્દ હય પરાયા, જો અભી અભી દરરાયા બંજાને બાગમેં ચલા આયા.

**બાદશાહ**-અરે ઓ બદબખ્ત તેરા યહાં હુવા કયું કર આના ?

**મુફલીસ**—અયે શહે ફરજાના મુજે ખીંચ લાઇ ગરદીશે જમાના.

**બાદશાહ**—હં યે તો મુફલીસખાન પાસ બાન હય.

**મુફલીસ**—જીહાં હુજુર વોહી આપકા ખાદીમ ઓર નીગેહ બાનહય.

**બાદશાહ**—ઓ બેબાક નાપાક તુજે ચોરી સીના જોરી કીસને શીખાયા? જો રો બે શાહીસે ન થરરાયા જનાનખાનેમે બે ખોફો ખતર ચલા આયા. સચ સચ કહો કે કીસને લાયા ?

**બેગમ**—શહે આલી ઠગ બટમાર કબ હોતે હય રાસ્ત ગુફ્તાર, નીરફ્રટસેં રસ ઓર ધાંસસેં ખુશબોયે એ ખસે કયું કર પયદા હો. યે ઉઠાઈ ગીરા આવારા નાકારા કયા ભોલા બનતા હય બેચારા, અરે સચ સચ કહે ડાલ વર્ન હોગા બુરા હાલ.

4354
CC 

બાદશાહ—ફીર તુમ્હી બતાઓ કે યે કયસે કાબુ પાયા જો અંદર ઘુસ આયા?

બેગમ—સોના કસોટી પર કસા નહીં, ઉસ્કા હાલ ખુલા નહીં, મય કયા જાનું ઇસ્કા ઇરાદા હૈયે કીસ કામપર હય આમાદા, મગર હાંયે જાનતી હું કે યે આપકા મુલગા નોકર હે ઈસલીયે નીડર હય.

મુફ્લીસ—હુજુર.

બેગમ—સુનીયે હજુર આપકો વફાદાર ગુલામ કે કલામ કહદે કહદે બેગમનેહી મુઝે બુલાયા થા, અંદર આનેકા રાસ્તા દીખાયાથા, મય બેગમકા આશકો જાર હું, કહદે કહદે રૂકતા કયું હય ?

બાદશાહ—જા.રોનજા.ર અયસા નીમકહરામનાકામ. ?

બેગમ—બેશક નીમક હરામ ગુલામ હય, કહદે કહદે હજુરકી રૂબરૂ વો પીછલી સારી ગુફતગુ કુચ્છ અપની ખુબસુરતી બ્યાન કર, અબ અપની જાન મુજપર કુરબાન કર.

મુફ્લીસ—અય બેગમ.

બેગમ—ચુપ હો ના પાક, તેરે મુહપે ડાલું ખાક, બેગમ? બસ અભી કરદુંગી સરકલમ ખબરદાર હોશીયાર અગર કુચ્છ જબાનસે નીકાલા તો અભી કરદુંગી તેરા મુંહ કાલા હજુરકે ગયબાના જબાન તાલુકો લગાતાથા જો જીમેં આતાથા વો બકે જાતાથા, અબ હજુરકી નામર્દી ઇંજહાર કર વો પીછલી ગુફતાર કર.

**મુફલીસ**—ઉમીદવાર અદલકા યે રૂસીયા હય મુજરીમ, હય બે કસુર હય હાલે તબાહ હય.

**બેગમ**—હાં હાં તુ જનાબકા મંજુરે નજર હય, ઇસલીયે નીડર હય, શાયદ હજુરનેહી એસી સમજ શીખાઇ પડાઇ, જબ તો તેરી તબીઅતમેં આઇ કે જીસે નાહક હુઇ મેરી રૂશવાઇ.

**પાદશાહ**—અફસોસ ! મેરી કુલ મહેરબાનીઓકા યેહી નતીજા, બેહુદા બશરકો કભી હુરમત નહીં મીલતી, બદકારકી શોરફાઓસે ખસલત નહીં મીલતી,— હારીસકો કભી દુનીઆમેં દૌલત નહીં મીલતી, ખાય-નસે કભી પુરી અમાનત નહીં મીલતી—મીલતી હય ચીજ ગુમ હુઇ ઇજત નહીં મીલતી, સબ મીલતી હય ઇમાનકી દૌલત નહીં મીલતી.

**બેગમ**—બસ આજસે દરબાની ઇસકી મૌકુફ માલુમ હોતા હય યે ફૈલસુફ.

**બાદશાહ**—જી હાં, ઇસ નાકાબીલકો જહનુમ વાસીલ કીયે દેતા હું, દોજ.ખ કે દરવાજેકા દારોગા બનાતા હું, અરે કોઇ હય. ?

**સીપાહી**—નામદાર.

**બાદશાહ**—ઇસ નાપાક મુજીકી અભી ગરદન માર.

**મુફલીસ**—હજુર મંય હુ બે કસુર, ઇસ બેગમને મુજસે દગાબાજી જાલસાજીકી.

**બેગમ**—કયા મંય દગાબાજ જાલસાજ ? ઔર તુ અપની વફાદારીમે મુમતાજ. ?

**બાદશાહ**—બસ ઇસ્કો મેરી નજરોસે ટાલો, અભી ઈસ્કા દમ નીકાલો.

## ગાયન.

**બાદશાહ-મુફલીસ**—

લુંગા મે તેરી જાન અરે ઓ જાની સયેતાન
બસ માફ કરો સુલતાન, મય હું નાદાન
નહીં કુચ્છ ધ્યાન બખ્સો મેરી જાન—
બદ જાત કમીના નીકલાતું ઓર દીલકા અયસા મેલાતુ

**બાદશાહ**—અય પરી જહરો મુશતરી સહેરે સામરી સાહગેં અસમત વખ્ત તુજપર ખુદાકી રહમત.

**બેગમ**—કુચ્છ અજાયબસી નજર આતી હય મેરે દીદમેં સબકો જલ્વા દેખતી હું આજ મય ખુરશીદમેં આજ ઉજડા હુવા દયાર ગુલજાર હય મયદાને ખુસ્ક સબજા જારહે. ગરમી મેં બાદીશ ઓર પાનીમેં આતીશ.

**બાદશાહ**—એ તુમને કયસી કુબતી ઉડાઈ જો મેરે સમજમેં નઆઇ ?

**બેગમ**—જનાબકા બે વખ્ત આના ઔર ઇસતરાહ દીલ જમાઈ કરના.

**બાદશાહ**—હાં હાં અબ મંય સમજા એક નઈ ખબર સુન પાયા હું, ઇસિ લીયે તુમારે પાસ આયા હું.

**બેગમ**—નઇ ખબર કીધર ?

**બાદશાહ**—જી બેગમ આપ હી કે ઘર.

**બેગમ**—યા અલ્લાહ, વોહ કયા ?

બાદશાહ—યે વોહ હય કે તુમારે પાસ બીમસીંહકી ઓરત પદ્મનીકી તસ્વીર હય.

બેગમ—તસ્વીર !

બાદશાહ—જી હાં તસ્વીર મગર વોહ કયસી ઓરત હય, કયા બહોત ખુબસુરત હય. ?

બેગમ—જી હાં ઠીક હય.

બાદશાહ—અચ્છા તો લાના, જરા મુજે તો દીખાના.

બેગમ—(લાવીને) દેખીએ બહોત મુનાસીબ લીજીયે.

બાદશાહ—અહા ! ઉસ સુરત ગરને કયસી તસ્વીર બનાઇ

હય વાકયી મુજકો બહોત પસંદ આઇ હય:
ચસ્મ નરગીસ લબલાલે બદક શાન હય
સરાપા ગુલીસ્તાન હય
હર અદા મસ્તાના સરસેં પાઉંતક છાઇ હુઇ
ઉફ તેરી કાશીર જવાની જોશપર આઇ હુઇ
ઇસ સમારૂ પરીકા મય પરવાના હો ગયા
વહેશતકા જોર હો ગયા વીરાના હો ગયા
બીકર સરાબે ઇસ્કમેં મસ્તાના હો ગયા
અફસોસ જાન મુજકે અંજાના હો ગયા
મજનુ સીફત હુવા હુ મય દીવાના હો ગયા
બસ પદ્મની મન મોહિની અબ મેરી જાનપર બની

બેગમ—યા અલ્લા ! ઈનકા તો બે સાખ્તા દીલ હાથસેં જાતા રહા.

બાદશાહ—બેગમ કયું કરતી હય ગમ તુમ કયા કુચ્છ કસે હો કમ? મગર અબ યે તસ્વીર યે ખસ્તા જીગર દીલે

દીલગીર કે દીલ કે સંદુકમેં કયેદ રહે તો કયસા ?

**બેગમ**—જી હજુર અયસા, જયસા આસ્તીન મેં સાપકો પાલના ઓર દુશ્મન કો અપને ઘરમેં જગા દેના.

**બાદશાહ**—નહીં નહીં યે તુમારા ખ્યાલે ખામ હય ફીતુરે અક્કલ તમામ હય ? અગર વો આ જાય તો મંજુર કરોગો.?

**બેગમ**—યે હય દુસ્વાર કાર કે એક મ્યાનમેં દો તલવાર યે સબ તુમારા ખ્યાલ હય ઇસ્કા હાથ આના અમ્રે મહાલ હય.

**બાદશાહ**—બેગમ જીસ્કો દીલ દીયા ઉસ્કો જાન દેનેમેં કયા આર હય? બેશક યે અમ્ર દુસ્વાર હય પર કયા સુજાકા અલ્લાહ મદદગાર હય તો બેડા પાર હય.

દેખેંગે જાકે વહાં હમતો મુકદ્દર અપના
યા તો જી દેવેંગે યા લેવેંગે દીલબર અપના

**બેગમ**—તો મંયભી આપકે હમરાં આઉં.?

**બાદશાહ**—બાખુશી.

**બેગમ**—લેકીન જનાબ જીસ વખ્ત ઉસ્કા હોગા આના તો બંદીકો ભુલ ન જાના.

**બાદશાહ**—કયા પુખરાજકો દેખકે હીરેકો છોડ દુંગા.?

**બેગમ**—હાં સચ હય મગર જો પીયાકે મન ભાય વોહ સોહાગન કહેલાય..

**બાદશાહ**—નહીં નહીં વોહ તુમારી લોંડી હોકર રહેગી જો તુમ કહોગી વોહી કરેંગી.

બેગમ—જીહાં વો મય જાનતી હું આપ કયસે લાયીક હો વો અચ્છી તરાહ પહેચાનતી હું. બેવફાઓકી મહોબતકા ભરૂસા કયા હય, ચાહે તુમ જાન દો ઇમાન દો હોતા કયા હય.

ગાયન.

બેગમ—

કુછ ઉલ્ફતકી ખુબી આશક જાને હવસી જાને ક્યાં
હવસી જાને કયા ભલા ઉસે હવસી જાને કયા
આશકો માશુક દોનોંકે દિલમે, હો બેકરારી ભરીજે
વસ્લકી લજ્જત હો દોનો તરફકો બરાબર આઅલગે
ઔર હી માશુક મેરા હય દીલબર, શાહકી ઔર પરીજે
દુસ્વાર માનો હય દીલકા મિલના દોનોકી દોદો જગે—

---

# પ્રવેશ ૨ જો.

---

સ્થળ—(જંગલ.)

પાત્ર—મુફલીસ અને સીપાઇઓ.

૧ સીપાઇ—કયુંજી મીઆં મુફલીસખાન અબતો ખુલે કાન !

શેર.

૧ સીપાઇ—હદસે જો પાઉં બડયે તો પશેમાની હો,
મેડકી નીકલે પાનીસે તો હેરાની હો,

જીલ્મ ફેસે જો જ્યાદા તો પશેમાની હો,
કામજો લેવે તાઆલીસેં તો નાદાની હો,
સોખરાગમે પડે આદમી હદસેં બડકર,
દેખલો પ્યારે કીતાબોંમેં જરાતો પઢકર.

મુફલીસ—બેર મંઝીલે ઇસ્કકી એહી રાહ હય અગર જાન ભી જાય તો કયા પરવા હય, બસ અબ તુમ ફરમાને શાહીકો બજાલાઓ, મેરા સર તનસે ઉડાઓ.

૨ સીપાઇ—અરે ભાઇ યહ તો ઇસ્કમેં હો ગયા હય સોદાઈ મસલ હય કે "જો ન સુને બડોંકો સીખ વો ઘર ઘર માંગે ભીખ"

મુફલીસ—ન બુજરગોંકી નસીહતસેં ગરજ રખતે હેં, નતો હંપન્દો નશીયતસેં ગરજ રખતે હય, નહી કુચ્છ એશસે ઇશરતસેં ગરજ રખતે હેં, એક દીલદારકી સુરતસેં ગરજ રખતે હેં, બસ અબ મેરે જખ્મ દીલપર નમક ન ડાલો, અપના અપના દેખો ભાલો.

૧ સીપાઇ—અરે ભાઇ યેહ તો ઇસ્કકા કાયદા હય! ઇસ્મેં રંજ કરના બે ફાયદા હય.

૨ સીપાઇ—ક્યું ભાઇ અબ પસ્તાતા હય!

મુફલીસ—જીહાં ઇસ કદરતો ખ્યાલ આતા હય કે ઇસ્કમેં એસા સર ગર્મ હુવા, યહાં તકકે ધર્મસેં બેશર્મ હુવા, પ્યારમેં આન કે હિંદુસે મુસલમાન બને, અક્લ હોશ અપને ગયે જાનકે અનજાન બને.

૨ સીપાઇ—તો કયા ઇસ્કમેં બેગમકે મુસલમાન બને, સુરખરૂ આપ બને બીડે બને પાન બને.

**મુફલીસ**—સુરખરૂ નહીં સીયારૂ, ખાનદાનમેં બટ્ટા લગાયા, માબાપકા નામ ડુબાયા, બસ કોઇ મેરી તરાહ દીનો ધર્મકો છોડે, ઉસપર ખુદાકી માર, ઉસ્કે મુંપર લખ લાનત, ઓર ફીટકાર.

**૨ સીપાઇ**—મગર યેહ ન સમજા કે ઇશ્કમે ખાની પડતી હય પયજાર.

**મુફલીસ**—અરે ભાઈ મંય તો યું સમજાતા કે "રંડીકા યાર સદા ગુલજાર, મખમલકા બીછાના ઓર ફુલોંકે હાર."

**૨ સીપાઇ**—અચ્છા તો અબ સમજા ?

**મુફલીસ**—હાં ભાઇ અબ સમજા કે "રંડીકા યાર સદા ખુવાર, કાંટોકા બીછોના ઓર જુતોંકા માર"

**૨ સીપાઇ**—બસ અબ છોડો તકરાર, મરનેકો હો જાઓ તૈયાર.

**મુફલીસ**— **ગુસલ્ફસ.**

નતો વસ્લ હુવા નવી સાલે સનમ, નઇધર કે હુવે ન ઉધરકે હુવે
ગયા હાથસેં આપનો દીનો ધરમ, ,, ,, ,,
અબી જાયંગે અમ તો મુલ્કે અદમ, ,, ,, ,,
ગયે દોનુ જહાંસે ખુદાકી કસમ. ,, ,, ,,

**બંને**—તૈયાર.

**બેગમ**—ખબરદાર !

**૨ સીપાઇ**—યે કોન ટોકને વાલા હંય ? હુકમે શાહીકે રોકને વાલા ?

**બેગમ**—વોહ ખુદા તાલા, અચ્છા તો યે કયા તકસીર ?

**૨ સીપાઇ**—ઇસ્કી ફુટી હુઈ તગદીર.

**બેગમ**—ફીર તુમ લોગ કયું કરતે હો તકરીર ?

**૨ સીપાઈ**—અજી જાઓજી બાદશાહ કે હુકમકો કોન તોડેગા ?

**બેગમ**—તો કયા બેગમકાભી હુકમ ઇસ્કો ન છોડેગા ?

**૨ સીપાઈ**—કયા, બેગમ સાયબા, અસ્તગફીરૂલ્લા ! તૌબા તૌબા, માફ માફ.

**બેગમ**—લો યે ઇનામ તુમ દોનો નેક નામ, મગર ખબરદાર લબ પર મહોરે ખામોશી રહે-જહાંતક હો સકે યે રાજ મખફી રહે.

**મુફલીસ**—તો કયા અપને હાથો હલાલ કરોગી, ઇસ ખસ્તા દીલકો પામાલ કરોગી ?

**બેગમ**—નહીં નહીં એસા ન સમજના, યેહ ખ્યાલ દીલમેં ન લાના, મુજકો મંજુર હય તેરી જાન બચાના.

**મુફલીસ**—ખૂબ હમને માના મગર દેખના અબ કોઇ ઓર ઢંગસે ન ફસાના, હમ તો યેહ રસ્મ નયા કરતે હય બેવફાઓંસે વફા કરતે હય તુહમે ભુલ ગયા અય જાલીમ હમ તુમ્હે યાદ કીયા કરતે હય.

**બેગમ**—ખેર, યેહ તો નાજે માશુકાના હય, ઇસે કયા ગભરાના હય. અબ સુન જો મંય કહેતે હું વો અમલમેં લો. યહાંસે ફોરન ચીતોડ નગર જા. બાદશાહકી હમરાહ મંયભી આઉંગી ઉસ વખ્ત જરૂર

તુજકો મીલુંગી મગર યેહ કામ કરના. ( કાનમાં વાત કહે છે. )

**મુફલીસ**—મંય હું તન હા બેચારા કહાં ફીરૂંગા આવારા ?

**બેગમ**—સુન પ્યારા, મેરા એક સીપાઇ બડા ઇમાનદાર હય કામેસે ઇતબાર હય, વોહ તેરે સાથ હોગા તુજે રાસ્તે હીમે મીલેગા, નામકા ફતેહ ઉલ્લા બડાહી પાક સાફ હય વલ્લા.

**મુફલીસ**—કયા ફતેઉલ્લા, જબ તો અમારા ખેરસલ્લા.

**બેગમ**—નાહક કરતા હે કલ્લા, ઓર સુન જીસ વખ્ત ચિતોડ નગર પહોંચના, ફોરન ભેસ બદલના, જોગી જંગમ સન્યાસીકા રૂપ લેના. મગર મુજે હરગીજ ન ભુલના. ઓર લે યે જવાહીરાત ઇસકો ખર્ચ કરના.

## ગાયન.

**બેગમ**—

જાઓ જાઓ જાઓ જાઓ પીયારે પીયારે મોરે
કોઇ ઇધર આયગા ભટકતો નાહક સરપો પટક
તેરી હોવેગી રૂસવાઇ
બીનતી કરત તોસે—



## પ્રવેશ ૩ જો.

સ્થળ—ચિતોડમાં રાણાની કચેરી.

(પાત્ર—દરબારી, લખમસીંહ, ભીમસીંહ, રણધીરસીંહ, વિજયસીંહ, અજીતસીંહ, પાછળથી જાસુસ વિગેરે.)

**દરબારીઓ—** ગાયન.

જય જય સૂર્યવંશમાં નરેંદ્ર સૂર્ય અંશ
દુઃખ અંધકાર ધ્વંસનાર મહીપાલ છો–દીવ્ય–
પ્રજાજન રંજનાર દુષ્ટોને નિકંદનાર
વંદનાર એક લિંગી ઇષ્ટને દયાલ છો–રાજવી–
નરોમાં નરેંદ્રમણી સુરોના સુરેંદ્રમણી
શિશોદીયા વશમાં વિશુદ્ધમણી માળ છો–વિશુદ્ધ

**લખમસીંહ**—મારા શાણા ભાયાતો, સરદારો અને પટાવતો દીલ્હીના પાદશાહ અલ્લાઉદીન તરફથી એવી બાતમી મળી છે કે એ વિષયાંધ પાદશાહ મારા કાકા ભીમસીહની સ્ત્રી પદ્મિનીની માગણી કરે છે. કાકા ભીમસીંહ તમારે કાને પણ એ વાત આવી હશે.

**ભીમસીંહ**—રાણા લખમસીંહ એ વાત મારા ને તમારા જાણવામાં આવી છે એટલુંજ નહીં પણ મેવાડના તમામ રજપૂતોના જાણવામાં એ વાત આવી છે ને તેટલા માટે આજની દરબાર ભરવામાં આવી છે. રણધીર, વિજય, ગોરાજી તમારો શો અભીપ્રાય છે?

**રણધીરસીંહ**—આવી બાબતમાં અભીપ્રાય પૂછવાની કાંઇ જરૂર નથી, શું કરવું તે સઘળા રજપૂતો સારી પેઠે

સમજે છે. ધર્મના કીલ્લાને લાગેલા આબરૂના કાંકરાને કેમ બચાવવા એ સઘળા રજપૂતો સારી પેઠે સમજે છે. વારૂ વિજયસીંહ તમે શું ધારો છો?

**વિજયસિંહ**—હું તો આ વાત સાંભળીનેજ ચકીત થઈ ગયો છું. દીકરીનાં માગાં તો આપણે સાંભળતાજ આવ્યા છીએ પણ આ સ્ત્રીનું માગું તો નવાઈનુંજ; અને માગે તેને માન પણ નવાઇની રીતેજ આપવુંજ જોઇએ. કેમ ગોરાજી!

**ગોરાજી**—કાળા નાગે ડંખ દેવા ડાકલું તો ફાડયું છે પણ ડંખ દેતાં પહેલાંજ ડાકલું ચીરી નાંખવું એજ નવાઈ.

**લખમસીંહ**—પદ્દમિની કાકી મારી માતાને ઠેકાણે છે. રાજમાતા તે પ્રજાની પણ માતા છે. માતાની આબરૂ હરેક પ્રકારે જાળવી તેમાં વધારો કરવો તે શુરા-ઓનું કામ છે.

**વિજયસીંહ**—રજપૂતોએ આ આજ સુધી આવી અપમાન ભરેલી વાત સાંભળી નથી અને સાંભળશે પણ નહીં, આજે તેઃ એ પદ્દમિનીનું માગું કરે છે અને કાલે તો એ રજપૂતોના મીઠા માંસની એ માંસાહારી માગણી કરશે. પેંધાડેલો વાઘ વિશેષ વિશેષ પેંધેજ જશે.

**અજીતસીંહ**—અરે શું પેંધે જશે ત્યારે શું આ સમશેરો નામની લટકાવીએ છીએ? પદ્દમિની રાણીના રૂવાંટાં ઉપર આડી નજર કરનાર આખા મહી મંડળમાં કયો મુવો છે?

**લખમસીંહ**—શાબાશ બેટા શાબાશ. તારા જેવી પ્રેરણા

સઘળા રજપૂતોના મનમાં થાય એવી મારી પ્રભુ પ્રાર્થના છે.

**વિજયસીંહ**—રાણાજી એવી પ્રેરણા કાંઇ નવાઈની કરવાની નથી, જ્યારથી રજપૂત તેની માતાના ઉદરમાં ગર્ભ તરીકે હતો ત્યારથી ધર્મ અને લાજ શીરસટે જાળવવાના તેણે સોગન લીધા છે. સમશેર ધારણ કરી પાપીઓના હૃદય ચીરવાને પરમેશ્વરેજ તેને પ્રતિજ્ઞા લેવરાવી છે. રજપૂતો એ આવી અપમાન ભરી વાત આજ સુધી સાંભળી નથી અને ચંદ્ર સૂર્યની હયાતી સુધી સાંભળશે પણ નહીં, જન્મ્યો તેને મરવું તો છે જ પણ હજારો પાપીઓનાં હૃદય ચીરી રૂધીરમાં ઘરબોળ થઈ હાથમાં ખુલ્લી તરવાર લઇ રણભુમીમાં મરવું એજ રજપૂતને ગમતું મ્હોત અને એજ રજપૂતને ગમતી ફરજ.

**ચોપદાર**—રાણાશ્રીનો જય થાઓ—દીલ્લીના બાદશાહ અલ્લાઉદ્દીન તરફથી કોઇ સરદાર આવેલો છે તે કચેરીમાં આવવા રજા માગે છે.

**ભીમસીંહ**—આવવા દે.

**જાસુસ**—વિચારવંત વીરપુરૂષો, દુનીઆને પોતાના પરાક્રમથી દંગ કરનાર પરાક્રમી પાદશાહ અલ્લાઉદ્દીન તમને સઘળાને સંદેશો કહેવડાવે છે કે તમારા જેવા વીરોનાં રૂધીર રણભુમીમાં રેડાવવા તેઓ રાજી નથી, પણ પોતાના અજીત હાથ તળે રક્ષા કરી તમારા જેવા શુરાઓને તે સદા બચાવવા માગે છે. અને તે બચા-

વના બદલામાં પદમણી રાણીને પોતાની બેગમનું માન આપવા માગે છે.

લખમસીંહ } ચૂપ. ચૂપ.
દરબારી }

એવી અપવિત્ર માગણીથી આ પવિત્ર કાન અપવિત્ર કરીશ નહીં. જેને તું પાદશાહ કહે છે અને જેણે તને અહીં મોકલ્યો છે તેને અમારા તરફથી ફક્ત એટલોજ જવાબ આપજે કે રજપૂતને રક્ષણની જરૂર નથી, ને પદમણી રાણી બેગમ થવા એક ડગલું પણ આગળ મુકે તે પહેલાં આવા હજારો હરામી પાદશાહના માથાનાં તોરણ એના મહેલના દરવાજે બંધાશે અને હજારો બેગમો અને શાહજાદાઓના લોહીમાં રગદાએલાં ધડ તે મહેલની સીડી થશે.

જાસુસ—વીચાર કરીને જવાબ આપો તેમાં ફળ તમને છે.

વિજયસીંહ—પાદશાહ અમારો રક્ષક અને પદમણી રાણી બેગમ એથી વધારે અમને રજપૂતોને શું ફળ જોઇએ? રક્ષક? પાદશાહ રક્ષક? કોનું રક્ષણ કરશે? કોનાથી રક્ષણ કરશે ? અરે આ એકજ રજપૂત બચ્ચાનો એકજ સમશેરીઓ હાથ એવા સાત પાદશાહના સાત ગણા લશ્કરને આ મેવાડની પવિત્ર ભુમિમાં એક ડગલું પણ આગળ ન વધવા દેવા સમર્થ છે તો અમો લાખો એકઠા થઇશું તો તમારા બાદશાહને તેમના રાજ્યની તેમજ પોતાના શરીરની પણ રક્ષા કરવી મુસ્કેલ થઇ પડશે ! પદમણી રાણી બેગમ? ગંગા નદી એકદમ ખારી ? સાકર એકાએક કડવી ! જુઓ હજુ આ

ઠામોઠામ ડુંગરા દેખાય છે. એ ડુંગરા અને તમારી દીલ્લીની વચમાં રૂધીરનો દરીઓ થશે અને એ દરી-આમાં તરવાર ના ત્રાપા ઉપર બેસી પદ્મણી રાણી બેગમ થવા પધારશે. અરે આ ઝાડ પણ મેવાડ ભૂમીનાં છે, કોણ જાણે છે કે એ ઝાડ અને પહાડ પણ પરાક્રમ કરવા કુદી નહીં પડે ! જાઓ તમારા પાદશાહને કહેજો કે રજપૂતોનું રક્ષણ કરતાં તમારેજ રક્ષણની જરૂર ન પડી જાય. રાણીને બેગમ બનાવતાં બેગમ રાણીની લુંડી ન બની જાય ?

રણધીર—ધન્ય છે વિજયસીંહ શાહબાશ.

સરદાર—હું નથી ધારતો કે સઘળા રજપૂતોના આવાજ વિચાર હોય !

લખમસીંહ—લાજ અને ધર્મને માટે તમામ રજપૂતોના વિચાર એકજ છે.

સરદાર—તમારા વિચારથી તમો શુરવીર છો એ તો સિદ્ધ થઈ ચુકયું છે, પણ વંટોળીઓ ચઢી ચુકયો છે, ફાંફાં મારવાં ફોગટ છે, મારા બાદશાહ સાથે બાથ બીડો તેમાં મને તો કંઇ હરકત નથી પણ તેમના પરાક્ર-મનો પુરેપુરો વિચાર કરજો એ જ મારી પ્રાર્થના છે. ગુજરાતના ઘેલા કરણના અને દક્ષીણના રાજા રામદેવના દાખલા તાજા છે.

રણધીર—વ્યાપારમાં પડી ગુજરાતીઓએ શુરાતનને બલે છેલ્લા રામ રામ કર્યા હોય, દક્ષીણીઓએ પાદશાહના

દીલાસાથી શુરાતનને ભલે દેશવટો દીધો હોય, હીંદુસ્તાનીઓએ ગાનતાનમાં ગુંથાઇ જઇ પાદશાહના પરાક્રમથી અંજાઇ જઇ શુરાતનને ભલે છેલ્લી સલામ કરી હોય. પણ વીરભુમી મેવાડના આ રાંકડા રજપુતોમાં શુરાતન પરમેશ્વર કરતાં પણ વધારે પુંજાય છે. પરાક્રમ ઘર ઘરનો ઇષ્ટ દેવ છે, માટે અમને બીજાના દાખલા આપી ડરાવશો નહીં.

**સરદાર**—ત્યારે શું તમે રૂધીર રેડાવવામાંજ રાજી છો? લીલાં ખેતરોને વેરાન કરવાનું ધારો છો? બાળા અને બાળકોને નિરાધાર કરવાનું ધારો છો?

**લખમસીંહ**—અમે નહીં, પાદશાહ ધારે છે!

**સરદાર**—વારૂ એક બીજી વાત કબુલ કરશો?

**લખમસીંહ**—શી વારૂ?

**સરદાર**—ફક્ત પદમણીનું મોઢુંજ પાદશાહને બતાવોતો?

**વિજયસીંહ**—આ વિજયસીંહ જીવતાં તો નહીં.

**સરદાર**—જુજ બાબતમાં નાહક લાખો ગરીબો ઉપર જુલમ ગુજરશે.

**લખમસીંહ**—ગુજરે તો ભલે ગુજરે પણ પદમણીનું મોઢું દેખાડાય?

**સરદાર**—તમારાજ ભુવનમાં એક આરસાથીજ બતાવોતો?

**ભીમસીંહ**—એમ હોય તો પૂછો આ સઘળાને.

**વિજયસીંહ**—આપણી તો ચોખ્ખી ના.

**રણધીર**—તેમાં છેક નીચી પાયરી નથી.

ગોરાજી—બાદશાહ જો તેમ મોઢું જોવાજ ખુશી હોય તો નાહક શા માટે કપાઇ મરવું ?

ભીમસીંહ—જાઓ તમારા બાદશાહ તેમ મોઢું જોવા ખુશી હોય તો અહીં આવજો. અમો ગોઠવણ કરી રાખીશું. સુખેથી કહેજો.

સરદાર—વારૂ ત્યારે હું રજા લેઇશ.

વિજયસીંહ—ઘણુંજ ખોટું થાય છે, ભયને અને પરાક્રમને બનતું જ નથી.

ભીમસીંહ—વિજયસીંહજી આ ભય નથી પણ દયા છે.

વિજયસીંહ—દયાનું આ ઠેકાણું નથી, દયાનું આ પાત્ર નથી, ને દયાનો આ વખત નથી. તો પણ તમારા બધાની એમજ મરજી છે તો હું લાચાર છું. પણ તમેજ જોશો કે આનું પરીણામ શું આવે છે. બાદ-શાહ સાપની આગળ દયા દુધનો પ્યાલો મુક્યો છે. જોઇએ છીએ.

ભીમસીંહ—હશે જે થઇ તે થઇ.

નાચ.

વારાંગના—

કુંદન ચલી સબ સખીયનર
મીલ ગયે પ્રભુ બીંદ્રાબનમેં
રેલી ગોપીયન તન મનમેં
ખેલન ચાહત મોહનસેં..........આહા
નટવર શ્રી નંદ દુલારે

બંસી અધરનપર ધારે
હીલમીલ ગાવત સખીયનસેં
મની ધધ નીનીસા નીસાનીરે સાની ધપ
ધની સાની ધપધપ મપમધ પમગ
ગમ પગમરેગ રેગ સારે નીનીસા
હો ગઈ હર્ષિત તન મનમેં

---

## પ્રવેશ ૪ થો.

---

**સ્થળ**—ચિતોડની હદ.

**પાત્ર**—મુફલીસ, ફતેઉલ્લા, પાછળથી બાદશાહ, સરદાર વિગેરે.

**મુફલીસ**—આ મેવાડની ભુમીમાં સહી સલામત તો આવી પહોંચ્યો છું. હવે કીસ્મત જાદુગર શું નવો ચમત્કાર દેખાડે છે તે જોવાનું છે. પણ પેલો માણુસ મારી સાથે આવવાનો હતો તે કેમ ન આવ્યો ? ઠીક છે આવશે. લાવ જરા આરામ લઉ. (સુઈ જાય છે)

**ફતેઉલ્લા**—કાં ઢુંઢતે ફીરે ! બેગમભી બેવકુફ હય, ઓર મુફલીસખાં બેવકુફેકા સરદાર હય. કુચ્છ નોકરકી તો રહેમ રખે ? રસ્તેમેં સબકુ પુછાકે તુમારા નામ મુફલીસખાં, તો કહે મેરા નામ દાલસંખ, કોઈ કહે ભાતસંખ, કોઈ કહે ઉલ્લુસંખ. જો મીલતા હે વો શંખોકા શંખ, હાં હાં મુફલીસખાંભી મુફલીસસંખ હો ગયે

હોગે. લો યે કોન સુતા યે મુફલીસસંખ હોગા. ઓ મુફલીસ સંખ. ? (૨)

**મુફલીસ**—અરે કોણ છે એ ત્રકુફ ?

**ફતેઉલ્લા**—મેરેકુ બેગમ સાબને મોકલા હે, તુમારા નામ મુફલીસસંખ?

**મુફલીસ**—નક્કી બેગમનોજ મોકલેલો. ચુપાચુપ હુંજ મુફલીસખાં, જો આપણે અહીં હિંદુ થઇ રહીશું, આજથી મારૂં નામ મુફલીસખાં નહીં પણ ભૈરવાચાર્યના નામથી બોલાવજે. લે તું પણ આ કફની પહેરી લે.

**ફતેઉલ્લા**—ભેરવા ચાચા ભેરવા ચાચા પેલા કોણ આવતાછે ?

**મુફલીસ**—હાય હાય આતો છાવણીમાંથી નીકળી આવતા બાદશાહ. ચાલ ચાલ દેવલમાં પહોંચી જવા દે.

( જાય છે. )

**બાદશાહ**—મેરે દીલકે આઇનેમેં જબ વો પરીકી જલ્વ ગરી રહી, તો નજરભી ઉસેં લડી રહી. કુચ્છ ઉમીદ દીલમેં ભરી રહી, વોહ અજબ ઘડીથી કે જીસ ઘડી મેરે દીલમેં ચોટ લગી કડી, તો ન અક્કલ મુજમેં જરી રહી, કુચ્છ અયસી બે ખબરી રહી, ચલી સીમ્ત ગયબસે એક હવાકે ચમન સરૂરકા જલ ગયા મગર એક શાખેનીહાલેદીલ જીસે ઇશ્ક કહીએ હરીરહી, ખયેર સરદાર જલ્વયે યારકા નજાગ આઇનેમેંભી ગનીમત હય. દીલે બીમારકો ઇસેભી રાહત હય.

સરદાર— જહાં હુજુર વોહ આપકી દીલનશી અયસીહી હે પરદેનશી.

જલ્વગર બામપેગર વોપરી પયકર હો જાય;

હોકર બેહોશ ગીરે સેંકડો મેહશર હોજાય.

બાદશાહ—સેંકડો જુલ્મો સીતમ દીલપેં મેરે જો હોજાય નહીં પરવાહ મગર પેશે નજર વો હો જાય. અય યાર જ.હે નસીબ જો આપનેમેંભી દીદાર હો ઇરકકી બુનીયાદ તો પાયદાર હો.

સરદાર—મગર હજુર વોહ લોગ બડે દીલેર દીલકે શેર નજર આતે હય આંખે બડી બડી ખુની ખોફ નાગકે જૈસે રૂસ્તમકાભી દીલ દેખનેસે દહેલ જાય, કયા મજાલ કે અયસે વઇસેકા કદમ ઉનકે સામને સંભલ જાય ઢાલ તલવાર કમરસે લગી હુઇ જ.રા બખતર બદન પર ચડી હુઈ અયસા માલુમ હોતા હય કે લડાઇકે લીયે હરવખ્ત ચાકો ચોબંધ હય ઔર સીફાગરીમેં બડે હુનરમંદ હય.

બાદશાહ—તો કયા ઉનકે જાહરીરોબો જલાલસે તુ ડર ગયા, અયે નાદાન યે બડ મુચ્છે દેખને હીકે ખોફ નાગ નજર આતે હય મગર હુનરવરીમેં મુસલમાનકી ચાલાક હોતે હય.

ખુદાને દીહેવોહ કૌવત હમે કે શુક કરતે હય

અગરહો જંગમે રૂસ્તમ તો કયા હમ ઉસે ડરતે હય.

સરદાર—તો કયા યે સબ ખીલાફ હય ઉનકી બાતે લાફો ગીજાફ હય.

**બાદશાહ**—નહીં તો ક્યા, જો બાદલ ગરજતા હય વો બરસતા નહીં, જો કુત્તા ભોંકતા હય વોહ કાટતા નહીં.

**સરદાર**—મગર હુજુર દો નવ જુવાનકી દીલેરાના બાતોસેં મેરા દીલ દંગ હોગયા.

**બાદશાહ**—અરે ઈન ગીદડ ભભકીઓસે હમ ડરને વાલે હય, હમ વોહ દીલેર હય કે હજારોમેં હુમલા કરને વાલે હય.

દીખલાઉં જો મૈદાં મેં હુનર કાર જારકા,
ફટ જાય સીના ખોફસેં અસ ફંદીઆરકા.

બસ અબ કહદોકે સીપાહી હથીઆરોસે ખબરદાર હો, હમારે સાથ ચલનેકો તૈયાર હો.

**સરદાર**—ક્યા હજુર થોડેહી સ્વારોકે સાથ દુસ્મનકે મકાન પે જાઓગે જક ઉઠાઓગે.

**બાદશાહ**—વોહ લોગ તો દીલકે સચે હય દગાબાજ નહીં

ઉન્હે ચાલાકી ફરેબ દેહીમેં ઇન્તેયાઝ નહીં.
ઈસ્ક હમરા હમેરે હય તો મુજે ડર ક્યા હય.
સામને તેગ હય ક્યાચીજ ઓર ખંજર ક્યા હય.
કોઈ ક્યા જાને કે મેરા દીલે મુસ્તર ક્યા હય.
શેર હય શેર ભી તો મેરે બરાબર ક્યા હય.
મંય વો આશક હું નહીં ડર જો મેરા સર જાયે.
મુસે નીકલી જો મેરે બાત વો ક્યુંકર જાયે.



# પ્રવેશ ૫ મો.

---

**સ્થળ--રાજમહેલ.**

પાત્ર--કમળા, રાણી, પદ્મિની, પાછળથી રાજમંડળ.

**ગરબો.**

**કમળા-સાહેલીઓ—**

વાગી જોને વીર હાક રણ જંગમાં
જાગી જોરે બાળા સુતી ભવનમાં
સ્વામિજી ગોડી લે સવાર સીધાવતાં જાગીરે—
કેસર ભીના જોઇ કંથને કંઈ બાળા જોબનમાં
અંતરમાં પડી ઉંડી ફાલ સીધાવતાં જાગીરે—
પ્રેમ ભરી રસ રંગની વાતમાં, શાંતિ સુખે ભરી રાત વિતાવી
હાય એ રંગમાં ભંગ પડાવવા શોક્ય પ્રભાત ઉતાવલી આવી
અંબર અંગપરે સજતી અતિ અંતરથી બની બાવરી બાળા
નાથ જશો નવ નાથ જશો કહી સ્તબ્ધ બની રહી મુગ્ધ મરાળા
અંતર દુઃખની વાતરે જાણે કોણ અંતરદુઃખની વાત
જેને વીતી તે જાણે સંસારમાં બીજા સૌ તાલી દે હાથરે—
અંબર આંસુથી ભીંજવતી રજ અંતર નાથથી ના પડશોજી
અંબર અંગના અંગ તણા ધરઉંબરથી નવ દુર થશોજી
અંબર પાથરી આપને વિનવું, અમર આશ ન તોડી જશોજી
ઉંબર બાળી તમારી પિયુ અમઉંબર બાળ નહીં કરશોજી

આ તો મારા સૌભાગ્યના શણુગાર પેર્યા ન ઉતારશો રે રાજ
આતો મારા સૌભાગ્ય કંકણુ સાર
સ્વામિ મારા મારા હીરા મોતી તણા હાર અંગાર ન બાળશોરે
કોને કહું ને કોણ સાંભળે રે, મારા વિયોગ દુઃખની વાતરે
જાણે કોણ અંતર દુઃખની દાઝ
જેને કહીએ તે હસી હસી કાઢે, કુવાની છાંય કુવામાંજ જાગે

**કમળા**—પદમણી કાકીમા ! આ વખતે બહુજ સાવચેતી રાખવાની છે, રજપૂતો ભોળા છે, વખતે એ મુઓ દૈત્ય તમારા પડછાયાનું પણ અપમાન કરીદે.

**પદમણી**—કમળા તારો વ્હેમ ગેરવ્યાજબી છે. પડછાયો પણ કોનો ? તારા કાકા ભીમસીંહની પતિવ્રતા પત્ની પદમિનીનો. અરે એ નાદાન જો મારા પડછાયાનું પણ અપમાન કરશે તો એ પડછાયો ધારણ કરનાર એ કાયજ હજારો ટુકડે ટુકડા થઈ એ પાપીનું હૃદય વીંધી નાખશે. એની દેન નથી કે સતી રજપૂતાણીના રૂવાંટા ઉપર પણ આડી નજર કરી શકે. મેવાડની જડ વસ્તુઓમાં પણ ધર્મને માટે એટલું શુરાતન છે.

**કમળા**—ચતુર્ભુજ માતા તમારૂ અખંડ–શીયળ સાચવી આર્ય ભામીનીઓની નામના અમર રાખો. ( રાજમંડળ પ્રવેશ)

**ભીમસીંહ**—કમળા, તું બધાને લેઈને મહેલમાં જા, રાણી તમે પ્રતિબીંબની જગ્યાએ જાઓ. વિજયસિંહ, તમે આપણા યોદ્ધાઓને બરાબર જગાએગોઠવી દો. રણ-

ધીરસીંહ તમે ચાલો મારી સાથે, આપણે પાદશાહને યથાયોગ્ય સત્કાર કરી તેડી લાવીએ.

વિજયસીંહ—જુઓ બહાદુરો, ગફલતી જરાય રાખતા નહીં, હાથ ને હૈયું તૈયાર રાખજો.

બાદશાહ—ભીમસીંહજી, કેમ ખુશી આનંદમાં?

ભીમસીંહ—પરમેશ્વરના પ્રતાપે.

બાદશાહ—આ કોણ.?

ભીમસીંહ—વિજયસીંહ.

બાદશાહ—હજુ બરાબર અદબ કરતાં શીખ્યા નથી કે ?

વિજયસીંહ—બાદશાહ! માફ કરજો, જનમનાં પહેલાં પરમેશ્વરની પાસેથી માગી લીધું છે કે બહાદુરીથી રણમાં મરતાં શીખવજો પણ ઠગાઇની અદબ કરતાં શીખવીશ નહીં.

બાદશાહ—શાહબાશ! શાહબાશ! વારૂ આ કોણ?

ભીમસીંહ—અજીત.

બાદશાહ—કુમાર હજુ પાઘડી પણ બાંધતાં નથી આવડતી કે ?

અજીતસીંહ—મેં હજુ પાઘડી બાંધવા લાયક એવું કોઇ પણ પરાક્રમ કર્યું નથી કે જેથી હું પાઘડી બાંધતાં શીખું. એતો હજુ બાકી છે. બાકી.

બાદશાહ—રાણા લખમસીંહ આ તમારી કાકીનું પ્રતિબીંબ કે ?

લખમસીંહ—જી હા.

બાદશાહ—ક્યા ચહેરેકી સફાઇ હય! ઇસ સુરતકી પાક સુરત ખુદાને અપને હાથસે બનાઇ હય.

વિજયસીંહ—કેમ હજુર બરાબર પદમિની નીરખી રહ્યા?

બાદશાહ—હું તો પરવર દીગારની કારીગીરીનો નમુનો નીરખી રહ્યો છું, વાહ હે પરવર દીગાર વાહ!

વિજયસીંહ—જોયું હજુર બે આંખ, બે કાન, એક નાક, એક મોં, બે હાથ ને બે પગ સીવાય કાંઇ એ નમુનામાં નવાઈ દીઠી?

બાદશાહ—નજરે તો કાંઇ નવાઇ દેખાતી નથી પણ મનને તો ખુદાની ખુબીની પુતળી જ લાગે છે.

વિજયસીંહ—એમ લાગવાનું કારણ સમજ્યા?

બાદશાહ—શું વારૂ!

વિજયસીંહ—ઘાટ તો બધેય એના એજ સમજવા, સીદણથી માંડી અપસરા સુધી, પરમેશ્વરે ઘાટતો એક સરખાજ ઘડયા છે. પણ દાન, દયા, ધર્મ, ટેક, શાયળ વગેરે જુદી જુદી ખુબીઓથી ઘાટ જુદા જુદા લાગે છે.

બાદશાહ—પણ આ પુતળી તો ખુદાની સઘળી પુતળીઓની સામટી સામટી યાદી કરાવે છે.

વિજયસીંહ—જો એ પુતળીથી ખુદાની સઘળી ખુબીઓ યાદ આવતી હોય તો આ વખતે એ પુતળીને પગે પડો કે ખુદાની સઘળી ખુબી તમારામાં આવી જશે.

બાદશાહ—હાં ઠીક છે પણ જો હું તમારા જેવો મૂર્તીપૂજક હોત તો ખચીત એ પુતળીને પગે પડત પણ

હું તો ખુદા પરસ્ત મુસલમાન અહલે ઇમાન મુસલમાન છું.

વિજયસીંહ—હિંદુ મુસલમાનનું કાંઈ નથી. હીંદુ કહે હીંદુ નથી, મુસલમાન કહે મુસલમાન નથી. ખુદાની ખરી ખુબીઓનું રાત દીવસ રટણ કરી એ ખુબીઓને મનમંદીરમાં પધરાવી અથવા તો મનમસજીદમાં લખી રાખી એક આકીનથી ડગલે ડગલે ભજે છે તેજ સાચો હિંદુ છે, ને તેજ સાચો મુસલમાન છે.

બાદશાહ—વાહ વાહ.

વિજયસીંહ—ખુદાની ખરી ખુબીઓ જ્યાં આબાદ છે તેજ સાચી ખુબ સુરતી, એકલી ખુબ સુરતી એ તો એક નર્કની ખાણ છે; જેમાં હજારો વિષયાંધી ઉંધે માથે તેમાં પડી રહી આ ભવમાં તેમજ પરભવમાં પોતાને તથા પોતાના સંબંધીઓને પાયમાલ કરે છે.

બાદશાહ--પણ મને તો આ પુતળી હરઘડી યાદ આવે છે, અહા શું તેનું સુંદર પેટ!

વિજયસીંહ—બાદશાહ! જો પેટનીજ સુંદરતા ઉપર ચકીત થયા હો તો આંજ વખતે ખુદાની પાસે બંદગી કરી માગી લ્યો કે એજ પવિત્ર પેટ આવતા ભવે તમને જન્મ આપી તમારો ઉદ્ધાર કરે.

બાદશાહ—ઉદ્ધાર કરનાર તો ફક્ત ખુદાજ છે.

વિજયસીંહ--નહીંજી ખુદાની ખુબીઓજ કરે છે ને આ ખુદાની ખુબીનો પુતળી છે.

**બાદશાહ**—કાંક ખુદાની ખુબીએ ખરીને કાંક ખુબ સુરતીએ ખરી.

**વિજયસીંહ**—ખુબસુરતી! એકલી ખુબસુરતી એ તો એક હોજ છે જેમાં હજારો કાળા મોંના પાપીઓ પોતાના મનની કાળાશ સાફ કરી પરવર દીગારની હજુરમાં પાક થઈ ખડા થાય છે.

**બાદશાહ**—વિજયસીંહ તમે પણ ખુબ છો હો, લ્યો હવે હું જઇશ, પણ પુતળી તો અજબ! (બધા જાય છે)

**વિજયસીંહ**—બધા ગયા, પુતળી પણ ગઇ અને મારૂં કહેવું પણ ખાલી ગયું. પથ્થર પલળે ખારની ભૂમી ચવાય નહીં. દુરજનને સમજાવાય નહીં, દુરાચાર પ્રમેહના રોગવાળાને શીખામણ મરચાંની તીખાશ ઉલટી વિનાશકારકજ થઇ પડે. અન્યાય, અધર્મ, અનિતીનો ત્રીદોષ, સનેપાત જેને લાગુ પડે તેને વૈદની દવાની કાંઈ અસર થાય નહીં, તમે કોણ છો ?

**કમળા**—તમે કોણ છો ?

**વિજયસીંહ**—હું રજપૂત છું.

**કમળા**—હું પણ રજપૂત છું.

**વિજયસીંહ**—અહીં કેમ આવ્યા છો ?

**કમળા**—તમે કેમ આવ્યા છો ?

**વિજયસીંહ**—કામ કાજે.

**કમળા**—હું પણ કામકાજે.

**વિજયસીંહ**—શું કામકાજ કહો જોઉં !

**કમળા**—તમારૂં કામકાજ કહો જોઉં.

**વિજયાસીંહ**– જાણુતાં નથી કે હું. વિજયસીંહ ?

**કમળા**—ઓળખતા નથી કે હું કમળા ?

**વિજયસીંહ**—હેં કોણુ રાજકુમારી ?

**કમળા**—હા રાજકુમાર.

**વિજયસીંહ**—રાજકુમારી એકદમ આંહીથી જતા રહો હમણાં મહારાજ આવશે તો ઝટકે મારશે.

**કમળા**—ઝટકો વાગશે તો તમે સાજી કરનાર વૈદ પાસેજ ઉભા છો. ત્રીદોષના રોગમાંથી બચાવનાર વૈદને એક ઝટકાની દવાએ નહીં આવડે કે ?

**વિજયસીંહ**—નાહક કલંકનો વળગાડ વળગશે.

**કમળા**—વળગાડ વળગશે તો ભુત ધુણાવનાર ભુઆ પાસે જ ઉભા છો. દુરાચારી ભુતને જેણે વચનના દાણાથી ડોલાવ્યું તે એક કલંક વળગાડ કાઢી નહીં શકે ?

**વિજયસીંહ**—અરરર જાઓ જાઓ મહારાજ આવશે.

**કમળા**—ભલે આવે.

**વિજયસિંહ**—નહીં જાઓ.

**કમળા**—ઉં હું........

**વિજયસિંહ**—ઠીક કહું છું જાઓ નહીં તો તમારી ને મારી બન્નેની માઠી દશા.

**કમળા**—માઠી દશા હોય તો ચાલો બ્રાહ્મણને બોલાવી દાન દઇએ.

**વિજયસીંહ**—જાઓ જાઓ બન્નેની લાજ જશે.

**કમળા**—લાજ તો મેં ઘરેણે મુકી છે.

**વિજયસીંહ**—ઘરેણે મુકી હોય તો લાવો હું છોડાવી આવું.

**કમળા**—છોડાવી આપશો ?

**વિજયસીંહ**—નક્કી.

**કમળા**—લાવો જોઉં વચન.

**વિજયસીંહ**—લ્યો આ વચન પણ છોડામણમાં શું આપવાનું છે ?

**કમળા**—કાંઇ નહીં ફક્ત બે અક્ષરજ.

**વિજયસીંહ**—બે અક્ષરજ !

**કમળા**—હા બે અક્ષર બોડા રોડા.

**વિજયસીંહ**—બોડા રોડા ? કાનો માતર પણ નહીં ?

**કમળા**—નહીં ?

**વિજયસીંહ**—બોલો ત્યારે તે બે અક્ષર કયા ?

**કમળા**—મ ને કાંઈ નહીં "મ" ને ન ને કાંઈ નહીં "ન".

**વિજયસીંહ**—એતો થયું 'મન'.

**કમળા**—હાજી એ મન આપવાનું આપ આપી ચુક્યા છો વચન.

**વિજયસીંહ**—વાહ ચતુરા વાહ ! પણ એ સાટા ખત ઉપરની સહી જોશે !

**કમળા**—કોની ?

**વિજયસીંહ**—તમારા પિતા મહારાણા લખમસીંહની.

**કમળા**—તે મારે કબુલ.

**વિજયસીંહ**—ત્યારે મારે પણ સારૂં કબુલ.

**ગાયન.**

**વિજય-કમળા**—

લીન બની દીન બની પ્રેમના પ્રભાવે

ચંચળ ચપળા મેઘ વિષે રહી લીન—જેવી ચંચળ
ધન વૈભવ તન સુખ સમૃદ્ધિ આપચરણમેં સર્વ સમર્પી
બીજી નવ આશ રતિ મળ્યા ઇચ્છિત પતિ
માન્યા મેં લક્ષ્મી પતિ થઇ સૌભાગ્ય વતિ—
ધન યૌવન સુખ સાધન મારૂં, પ્રાણ પ્રિયા ગણું સર્વ તમારૂં
રતિવર પ્રાણ રતિ ખીલી મુજ ભાગ્ય રતિ
પતિ પ્રીતિ પામી સતી રહો સૌભાગ્યવતિ—

---

## પ્રવેશ ૬ ઠો.

---

**સ્થળ**—છાવણી.

**પાત્ર**—બાદશાહ, ભીમસીંહ, સરદાર વિગેરે.

**બાદશાહ**—ભીમસીંહજી, ખરૂં પુછાવો તો તમારા મહેલમાં બોલાવી તમે મારૂં અપમાન કર્યું છે.

**ભીમસીંહ**—અપમાન, આપ આ શું બોલો છો ?

**બાદશાહ**—બનેલીજ વાત બોલું છું. પેલા છોકરાએ પગે પડવાનું અને પેટે જન્મ લેવાનું મને કહ્યું તે હું વીસરી ગયો નથી.

**ભીમસીંહ**—એતો એણે સહેજ હસતાં હસતાં કહ્યું હતું, અને આપ પણ હસતાં હસતાંજ સાંભળતા હતા.

**બાદશાહ**—હસતાં હસતાં કહ્યું હતું ને સાંભળ્યું પણ હસતાં હસતાં પણ એ હસવું તમે મશ્કરીનું સમજશો નહીં.

**ભીમસીંહ**—હતુ પણ મશ્કરીનું ને અમે સમજ્યા હતા પણ મશ્કરીનું.

**બાદશાહ**—ના ના એ મશ્કરીનું હસવું સમજતા નહીં એતો અંતરમાં ધુંધવાતી ગુસ્સાની આગનો મોઢેથી નીકળતો ધુમાડો હતો.

**ભીમસીંહ**—જો આપને એથી માઠું લાગ્યું હોય તો માફ કરો.

**બાદશાહ**—માફની સફાઈદાર ધુળથી સહેજ સાજ આગની ચીનગારી દબાઇ જાય પણ જ્યાં ગુસ્સાની હોળી સળગતી હોય ત્યાં એ માફ તદ્દન નકામીજ.

**ભીમસીંહ**—ઘણુંજ અજબ !

**બાદશાહ**—એટલામાંજ અજાયબી લાગે છે. અજાયબી તો હજુ હવે શરૂ થવાની છે.

**ભીમસીંહ**—અમે તમારૂં વચન માન્ય કરી તમારી માગણી કબુલ રાખી તેનો આ બદલો ?

**બાદશાહ**—હજુ બદલાના ખાતા ચુકવવાની મુદત થાય છે. કહો વારૂ મારા અપમાનનો બદલો શાથી વાળો છો ?

**ભીમસીંહ**—તમે માગો ?

**બાદશાહ**—પદમણી.

**ભીમસીંહ**—કદી નહીં બને.

**બાદશાહ**—એકદમ બનાવો. (ઈસારતથી—કેદ.)

**ભીમસીંહ**—શું દગો ?

**બાદશાહ**—ના જંગલી વાઘને પકડવાનું પાંજરૂં.

**ભીમસીંહ**—આવો વિશ્વાસઘાત.

**બાદશાહ**—દરમાં ફુંફાડા મારી રહેલ સાપને માટે સાણસો.

**ભીમસીંહ**—શું કપટ ?

**બાદશાહ**—મદોન્મત થયેલા મગરમચ્છ માટે જાળ.

**ભીમસીંહ**—શું આવી હરામી ?

**બાદશાહ**—અભીમાની હાથીને માટે અંકુશ.

**ભીમસીંહ**—પાદશાહ આવાં કર્મ કરીનેજ તમે આજ સુધી પાદશાહી મેળવતા આવ્યા છો, તમારી નામનાની નોબત આવા ફુટેલ નગારા પરજ ગાજી રહી છે ? તમારી કીર્તિનાં ગીત આમ કપટની પીપુંડીમાંથીજ ગવાઇ રહ્યાં છે? દગો એજ તમારી રણભુમી અને વિશ્વાસઘાત એજ તમારૂં પરાક્રમ ?

**બાદશાહ**—બસ કરો જાણો છો કે દુનીઆ જેને હરામી, વિશ્વાસઘાત, દગા વગેરેના નામથી વગોવે છે તેજ શીકારીઓમાં ચતુરાઇ ગણાય છે, કાળાશ ડાઘ કહેવાય છે. પણ આંખમાં એથીજ શોભા છે. દુનીઆની જીતની શીકાર બાજી જે ખેલવા નીકળે છે તે વિજયી શીકારીઓ તમારી હરામી, દગા અને વિશ્વાસઘાત ને અગમબુદ્ધિ, અગમચેતી અને અક્કલના નામથી ઓળખે છે. સમજ્યા ? માટે ડાહ્યા થઇ પદ્મણી સોંપી દ્યો. સપડાએલ મણીધરની મણી આપેજ સીદ્ધી છે.

**ભીમસીંહ**—મણીધર જીવતાં સુધી તો મણી આપતોજ

નથી. પદમણી આ પ્રાણ છે ત્યાં સુધી તો નહીં પામો.

**બાદશાહ**—પ્રાણે ખોશો ને પદમણીએ ખોશો,

**ભીમસીંહ**—જોઇશું.

.**બાદશાહ**—હજુ જોવાનું બાકી રહ્યું છે કે ?

**ભીમસીંહ**—હા, ઘણું તમારે ને અમારે બંનેને.

**બાદશાહ**—કેદ થયા, હાથમાં બેડી પડી તોયે ધરાયા નથી કે ?

**ભીમસીંહ**—આ બેડી નથી, પણ આતો પદમણીના બચાવ માટે હાથમાં પહેરેલી રણમાળ છે.

**બાદશાહ**—રણમાળ તો ફુલની હોય, આતો લોઢું બહુજ સાલતું હશે.

**ભીમસીંહ**—જો આ ફુલની માળા.

**બાદશાહ**—અરે પકડો પકડો બેડી તોડી નાસશે.

**ભીમસીંહ**—ગભરાતા નહીં. નાસવાનું મને કાંઇ કારણ નથી. પદમણીનો બચાવ કરનાર મારા રઢીઆળા રજપૂતો મારા ભયંકર ભાયાતો સાલ્લા ઓઢી હજુ ખુણે પેઠા નથી, આખા બ્રહ્માંડને ડોલાવવા તેઓ સમર્થ છે. જો તેમાંનો હું એક વૃદ્ધ નમુનો જોઇ લેજે ઓળખી લેજે ભુલીશ નહી, એક વૃદ્ધનાજ વચન સાંભળી આ તારા હાડકાનો માળો થરથર કાંપે છે તો હરહર મહાદેવના હોકારા કરતાં હાથમાં નાગી ભવાની લઇ મારા રણધીરા રજપૂતો રણભૂમિમાં કુદી પડશે. ત્યારે

આ તારા ખખડતા માળાની કોણ જાણે કેવીએ દશા થશે. આકાશમાં ઉડી જશે કે પાતાળમાં પેશી જશે, હજુએ ચેત ચેતાવું છું.

બાદશાહ—જોયો બુઢ્ઢાનો બકવાદ ?

ભીમસીંહ—લાંબી ઉંમર સુધી ભવાનીને પાપીના માથાનો ભોગ આપી હવે હું ધરાયો છું. મેં રણભુમીની અધિષ્ઠાતા ભવાનીની પુજા પરાક્રમીજુવાનીઆઓને સોંપી છે. નહીં તો મારા બોલને બકવાદ કહેનાર આ પાપી મ્હોડાને હમણાંજ બોલતાં બંધ કરી નાંખું.

બાદશાહ—બસ કર, કહું છું આટલી અવસ્થાએ પણ પદમણીની મોહિની ઉતરતી નથી કે ?

ભીમસીંહ—મોહિની તો ભગવત ઉતરાવનાર છે.

બાદશાહ—હું પાદશાહ ભગવતનો માનીતો ભક્ત છું.

ભીમસીંહ—તે ઓલીઆ પાદશાહ જુદા, તારા જેવા પાદશાહ તો ભગવાનના ભક્તના નામને વગોવનાર ભગવાનના દુશ્મન છે.

બાદશાહ—મુકો મુકો કાકા ઠીક કહું છું મોહીની મુકો.

ભીમસીંહ—અરે વિષયાંધ પાદશાહ મોહિની મને બોલાવે છે એમ તું સમજીશ નહીં, મારા ધર્મની મોહિની, મારી રજપૂત જાતની મોહિની, પરમેશ્વરના સદાચારના કાયદાની મોહિનીએ મને આટલી અવસ્થાએ વાચાળ કર્યો છે તું પણ રાજા છું હું પણ ઘડી પહેલાં રાજા હતો, રાજા અને રાજાપણાની લાજ રાખવા મારે

બોલવું પડે છે કે પરસ્ત્રી, પરધન અને પરરાજ્ય પરાણે પડાવી રાજાના નામને કલંક લગાડનાર પાપી રાજા ઓ ઉપર પરમેશ્વરનો શ્રાપ છે.

**બાદશાહ**--પદમણી સોંપી દ્યો એટલે બધો શ્રાપ સમજી લેશું.

**ભીમસીંહ**--પ્રલયકાળના વરસાદની પેઠે આખી પૃથ્વી રૂધીરથી એકાકાર થશે, ઘનઘોર વાદળમાંના ગગડાટની પેઠે મરણીઆઓનો પોકાર કાયરનાં હૃદય ચીરી ત્રીલોકમાં કડેડાટ કરતાં ત્રાસ ત્રાસ વરતાવશે, અશાડી વીજળીના કડેડાટ કરતા કાટકાની પેઠે યોદ્ધોઓના હાથમાં ઝબકતી તલવાર પાપીઓની હૃદયભુમી ભેદી નાંખશે, આકાશ પાતાળ એક થઇ તને તારી પાદશાહી સાથે દબાવી દેશે તે વખતે ઓહ પાપી તુ મારી પવિત્ર પદમણીને મારી સાથે સ્વર્ગમાં મહાલતાં જોઇશ. ને ધ્રુશકે ધ્રુશકે રોઇશ. ત્યાંસુધી પદમણીનું એક રૂવાંડું પણ તારી નાપાક નજર તળેથી અપવિત્ર કરી શકવાની તારી દેન નથી, તારી મગદુર નથી, તારો ભાર નથી, તારી શકતી નથી, અને દુરાચારી પાદશાહ તારૂં ગજું નથી.

**બાદશાહ**—ભલે બરાડા પાડે, હજુએ કહું છું માની જા તારૂં બોલવુ ચાલવું માફ છે.

**ભીમસીંહ**--લાલચુ કુતરાને માફનો ટુકડો રોટલો નાંખી મોઢેથી દાબજે, હું તો રજપૂતસીંહ છું.

**બાદશાહ**--ત્યારે પદમણી નહીંજ સોંપાય ?

**ભીમસીંહ**--ના.

### ગાયન.

ભીમસાંહ--બાદશાહ

જા જા યવન અહીંથી જા
સતીને સ્પર્શતાં જાણ જાશે જાન--
બોલ બહુ શું ગર્વી ગરજી
નવજાણે પાદશાહને
સિંહ મુચ્છ વાળ લેવા ચહાયરે ખળરે
સર્પ શિરમણી ચાહ્ય શું
લઇશ એમન માન સહુ હિંદવાણ વળી તુજ પ્રાણ
છટ જારે દુર થાને--

---

## પ્રવેશ ૭ મો.

---

### સ્થળ--મહેલ.

પાત્ર--લખમસીંહ, રણધીરસીંહ, વિજયસીંહ,
પાછળથી પદ્મિની.

**લખમસીંહ**—ગયું ગયું સર્વસ્વ ગયું, મેવાડનું રાજ્ય-છત્ર ગયું.

**રણધીરસીંહ**—મહારાજ શું છે કહો તો ખરા ?

**લખમસીંહ**—નથી કહેવાતું, જીભ નથી ઉપડતી.

**રણધીરસીંહ**—શું કાંઈ દગો ?

**લખમસીંહ**—હા તેમજ છે, રણધીર, તેમજ છે.

**રણધીરસીંહ**—કાકા ભીમસીંહ ક્યાં ?

**લખમસીંહ**—હું દુષ્ટને વળાવી દરવાજેથી પાછો વળ્યો,

કાકા જરા આગળ છાવણી સુધી વળાવા ગયા, વિશ્વાસઘાતીએ કેદ કર્યા.

**રણધીરસીંહ**—શું ભીમસીંહજી કેદ ?

**લખમસીંહ**—હા એ અનુભવી પંખી પણ પાપી પારધીના પ્રપંચ જાળમાં સપડાઇ ગયું.

**રણધીરસીંહ**—મહારાજ ઉદાસી થઈ બેસી રહે કાંઇ વળવાનું નથી, ઉદાસી એ બાયલાનું કર્તવ્ય છે.

**વિજયસીંહ**—અહાહા આ શું ધાંધલ છે!

**લખમસીંહ**—કાકા ભીમસીંહજી કપટથી કેદ.

**વિજયસીંહ**—આ ભવિષ્ય મેં પહેલેથીજ ભાખ્યું હતું, દોસ્તદારથી દગો, વિશ્વાસઘાત વડે વેર, વ્યભીચારથીજ ઝેર, દુરાચારનાજ વ્યાપાર એજ આ જમાનામાં પાપીઓનાં પરાક્રમ છે. તમે શું ધાર્યું ?

**લખમસીંહ**—કાકાના છુટકારા માટે એ પાપી પદમણીની માગણી કરે છે.

**વિજયસીંહ**—પદમણીની નહીં પણ કહોકે રજપૂતોની લાજની માગણી કરે છે, રજપૂતોનું પરાક્રમ ગુલામગીરીમાં દાખવવા ધારે છે પણ રજપૂતોનું પરાક્રમ ફકત હાથ પગની સ્થીરતામાં આવી ભરાયું નથી, રજપૂતોનું પ્રરાક્રમ તેમના હૈયાનું અને તેમના અંતરઆત્માનું છે. તે આત્માના પરાક્રમની ચીણગારી પાપનો પહાડ ક્રોડી પરમાણું દશામાં લાવી મુકવા સમર્થ છે.

**પદ્મણી**—રણધીર, વિજય રાણા, શું વિચાર કરો છો? તમારા કાકા ક્યાં?

**લખમસીંહ**—તમે શું જાણુતા નથી કે અમારા કાકાને જુવાન હાથની જરૂર પડી છે? અમો એ બાબતનોજ વિચાર કરતા હતા એટલામાં આપ આવી પહોંચ્યાં.

**પદ્મણી**—હા હા વિચારજ કર્યે જાઓ, તમારા કાકાના માથાની ભેટ આવે ત્યાં સુધી વિચારજ કર્યે જાઓ, તમારા મોં ઉપર ગુસ્સાની આગજ ક્યાં છે? તમારા હોઠ ઉપર ક્રોધનો ફફડાટજ ક્યાં છે? તમારી ખણુ-ખણુ કરતી બહાર નીકળતી સમશેરજ ક્યાં છે? જો સમશેરો ખેંચતાં હાથ ધ્રુજતા હોય તો એ સમશેરો અમને આપો હું ને મારી સાહેલીઓજ તમારા કાકાના બચાવને માટે બસ છીએ.

**વિજયસીંહ**—અમારી ક્રોધની ઉછળતી આગમાં આ તમારા તીવ્ર વચનની અખંડ ધારાજ બસ છે. દગાને દગાથીજ મારવો.

**રણધીર**—હા મારી પણ એજ સલાહ છે કે પાપીને પદ્મણીની ભેટ બરાબર કરાવવી.

**લખમસીંહ**—શો દાવ પેચ રમવો ધારો છો?

**રણધીર**—પદ્મણી આવે છે એમ કહેવડાવી મ્યાના મોકલાવવા, ને મ્યાનામાં બહાદુર રજપૂતો બેસાડવા, ને કાકાને છોડાવી લાવવા.

**વિજયસીંહ**—પણ જુઓ પદ્મણી કાકીના મ્યાનામાં હું.

**રણધીર**—અને બીજે મોખરે હું.

**અજીતસીંહ**—ત્યારે હું શું પાછળ રહી જાઉં કે ? ના સહુથી આગળ હું.

**વિજયસીંહ**—જો હું પદમણી ને તું મારી સાહેલી, આપણે બંને એકજ મ્યાનામાં પછી ?

**અજીતસીંહ**—હા એતો કાંક ઠીક.

**વિજયસીંહ**—અહા જ્યારે એ પદમણી કહી બોલાવતો આવશે અને મ્યાનામાંથી પદમણીના મીઠા વચનને બદલે તરવાર ને ખંજરના ઘા વાગશે ત્યારે ખરેખર એક તમાસો થશે.

**પદમણી**—જાઓ જાઓ જલદી કરો, વાતમાં વખત વીતી જાય છે.

**વિજયસીંહ**—ભલે આપ પધારો.

**રજપુત લશ્કર ગાયન.**

ચાલો બહાદુરો હિંમત હાથ ધરી
કાપો શત્રુના શસ્ત્રથી શિર ધરી
આપો ભોગ ભવાનીને હોંશ ભરી
કરો એ દુષ્ટોને ઠાર ઠાર
વીર ક્ષત્રીઓનું પુર શુર
ચમકાવો બાપ દાદા તણુ નુર
ઘુમો રણે થઇ ઘેલા ત્તુર
મારો એ પાપીને ઠાર ઠાર.

---

## પ્રવેશ ૮ મો.

---

**સ્થળ**—છાવણી.

( બાદશાહ ને **સરદાર** બેઠેલા છે, વારાંગનાનો નાચ થાય છે, એક બાજુ ભીમસીંહ ને ઝાડ સાથે બાંધેલ છે. )

**વારાંગના.** **ગાયન.**

સોહે સોહે રાજ સરતાજ આજ
રખે પરવર કાયમ રાજતાજ
નિશદિન પલછીન ખુશીયા મનાય
કાયમ રહે તું શાહ હમરે
દાવર દાદાર તેરા કાયમ રખે પિયારે લાજ
મમધધ નીની સાસા રેરે સાનીસા
કીડનક ધીતા કીડના તાતી તુતા ધા
કતા કીડન ધીતી લાના ધીત લાંગ તકધા—

**ભીમસીંહ**—જુલમથી ત્રાસથી દુભાવી દીલ ગરીબોના
ચુસી લોહી હાડપીંજર દમથી દાબી તેઓના
કરે છે નાચ રંગ ખુશીના તરાનાઓ
પરાયા દામથી ગુલતાન રહે શાહજાદાઓ.

**બાદશાહ**—સરદાર સાલારજંગ, પદમની કે બારે મેં જો કાસીદ ચીત્તોડ ભેજા ગયા હય ઉસકી કયા ખબર હય ?

**સરદાર**—ખુદાવંદે આલમ, ચીત્તોડસે ખત આયા હય, ઔર ઉસમે લીખા હય કે પદમની મય સાહેલીઓ કે સાથ

મ્યાનોમેં આતી હય હુજુરકી કદમ બોસી ચાહતી હય.

**બાદશાહ**--આહા કયસી ખુશહાલી મેરી બુલંદ યકબાલી બસ અબ થોડીહી દેરમે પદમની દીલદાર હોગી, રકીબોંકી દુશ્મન અપને ગલેકા હાર હોગી.

**બાંદી**--કીબ્લે આલમ, બેગમ સાહેબા તસરીફલાતી હય આપકો મીલને ચાહતી હય.

**બાદશાહ**--અચ્છા આને દો.

**બેગમ**—જહાંપનાહ, પદમીનીકો નજરોસેં દેખા ?

**બાદશાહ**--જી હાં દેખા.

**બેગમ**--મગર ઉસ્કે હુસ્નો જમાલકી તારીફ ફરમાઇયે, કુચ્છ હમેબી તો સુનાઇયે.

**બાદશાહ**—

મહેબુબ હય વોહ મહ.પારા હય, એક નુર મુજ સ્સીમ સારા હય,
આંખોકા મેરે તારા હય, ગુલશનમેં ફુલ હજારા હય,
એહ દીલને મેરે પુકારા હય, આંખોને મુજકો મારા હય,
ઇસ કોલકો ઇશ્કસેં હારા હય, તન,મન ધન સબ યે તુમારા હય.

**બેગમ**--જો ઇશ્કકા દીલમેં ગુજારા હય ઓર તુમને તન મન વારા હય, અપનોસે અબતો કીનારા હય, બંદીકો રબકાસહારા હય, તો કયા હજુર વયસી હય, કે જયસીથી મશહુર.

**બાદશાહ**--જી હાં ખુદાકી સનતગરીકા નમુના હય ઉસ-શીતને આશોબકા જોબન દુના હય, યે દીલ દાદા તસ્વીરસે બીપાયા સો હીસે જ્યાદા, જબસેં સીનેમેં

ખટક દીલમેં ખરાશ હય જીગર પાશ પાશ હય.

બેગમ--મસલ હય માન નમાન મંય તેરા મેમાન, કહાં વો હિંદુ ઓર તુમ મુસલમાન, જનાબ આપકાભી ઉસ્કો હય કુચ્છ ધ્યાન !

બાદશાહ--બેગમ જાન ધ્યાન, અગર હમારી મહોબતકી કશીશ હય જયાદા તો બેશક વો હોજાયગી ઇસ તરફ આમાદા-મુસદસ.

હમમેં કુચ્છ વસ્ફ ન હો બાત ન હો કયા માને
ઉસ્કે મીલનેકી કોઇ ધાત નહો કયા માને
નગ્દ જાં યારકી સોગાદ નહો કયા માને
મેરે દીલકી રફાહાજાત નહો કયા માને
ઇસ્ક બાજીમેં કરામાત નહો કયા માને
જીસ્કો દીલ ચાહે મુલાકાત નહો કયા માને

બેગમ—તો કયા વો ઇન્દલીબે બોસ્તાંકી ચહક તુમારે કાન તક પહોચેગી ?

બાદશાહ—જીહાં વોહ બુલબુલે હજાર દાસ્તાં ઈસ કફસે અનસુરીમે કેદ રહેગી.

બેગમ—કહીં તુમ ખુદ કયેદ નહો જાઓ.

પાદશાહ--અજી જાઓ યેહ બાત જવાં મર્દોંસે બઈદ હય આશકકો માશુકકી રાહમેં જાન દેના ઇદ હય. મસલ હય "પગ આગે પત રહે પગ પીછે પત જાય"

બેગમ--અય વાહરે જવાં મર્દી, હજુર કહાં તુમ ઓર કહાં વોહ દુર, અભીતો કોસો મંજીલે મકસુદ હે દુર,

અભાસે સદચાક હુવે જાતે હો, દુર હીસે હલાક હુવે જાતે હો.

**બાદશાહ**—હલાક, ચૂપ હો નાપાક, ઉસ્કે ખાવીંદ ભીમસીંહ કુતો ગીરફ્તાર કીયા, નીસ્ફ મતલબ બરાર કીયા, ખુદાને ચાહા તો અલત સબા ઇસી તેગ બેદરેગસેં ઉસ્કા સર ઉડાઉંગા, ઔર પદમનીકો અપને કબ્જેમેં લાઉંગા.

**બેગમ**—તો કયા પદમીની બેગમ બનેગી ઔર મંય?

**બાદશાહ**—ઉસ ગયેરતે સમશાદ પરીજાદકા જોબન નીરાલા હય, મીસ્લે ગુલાબ કે સબ ફુલોંસે આલા હય, તુમ ખુદ શરમાઓગી ઉસ્કા નાજ ઉઠાઓગી, હુસ્નકે ગુલજારમેં દેખા તો બસ વો એક હય, નવદમીદા હય કમસીન હય પરી હય નેક હય.

**બેગમ**—અય શાહેનશાહ, તો તા ચશ્મી છોડો, ઇસ લોંડીસે રીશ્તયે ઉલ્ફત ન તોડો.

**બાદશાહ**—બસ અબ તુ મેરી લોંડી નહીં, પદમની બેગમકી લોંડી.

**બેગમ**—વો કબ ?

**બાદશાહ**—થોડી હી દેરમેં.

**બેગમ**—મગર હજુર ઇસ વક્ત તો મેરી તરફ નીગા હો થોડીસી ચાહો અગર ચે પથ્થરમે તુમ્મે ઉલ્ફતકા અયસીનમગર હમ અપના ખોતે તો થા યકીનન ઉસ્કી સાયાં કે નીચે એકદમ કભી તો સોતે, જો તેરી ખાતીર ગલી ગલી હમ કરે હે નાલા ફીરે હૈ રોતે

ખરાબે ખસ્તા જલીલો રૂસ્વા ન તુમગે મસ્તે ન અયસે હોતે.

બાદશાહ—ચુપ હો જાઓ, કહાં ગુલ કહાં ખાર, કહાં નુર કહાં નાર, કહાં વોહ મહપારા, ઓર કહાં તુ તારા, વોહ પદમીની રસીલી છબીલી લાખોસેં અલબેલી જીસપર આફતકા પર કાલા હય, રંગઢંગ સબસે નીરાલા હય, ઉસ્કે સામને તેરી મીસાલ જેસે કમરકે સામને અખતરકા જમાલ, ગુલકો છોડકે ખારોંપે બીસ્તર બનાઉં, કયા ઉસ્કે આગે તુજે દીલભર બનાઉં? બસ અબ જાઓ પદમની બેગમકી લોંડી બનજાઓ.

બેગમ—ખયેર આખરી આખરી તો પ્યારસેં બોલો, મેરે દીલકી કલી ખોલો.

બાદશાહ—બસ ચૂપ રહો યહાંસે જાઓ અપની ઇજત બચાઓ.

બેગમ—ખયેર ઇસ વખ્ત તો જાતી હું, અયસીતમગર જોર દસ્તોપર સીતમગારી ન કર, આપ જો ખસ્તા હો ઉસ્કી ઓર ખ્વારી ન કર, તોડ મસજીદ ફાડ મુનસીફ કર જીના પી શરાબ જો તુ કરતા હોસો કર, પર મરદોમેં આજારી ન કર.

બાદશાહ—બસ જાઓ.

બેગમ—બેવફા ઓકી મોહબ્બતકા ભરોસા કયા હય ચાહે. તુમ જાનદો, ઇમાનદો, હોતહી કયા હય.

સીપાઇ—હજુર પદમની બેગમકા મ્યાના આ ચૂકે.

બાદશાહ—કયા પદમની મય સાહેલીઓંકે આન પહોંચી.
કયા મંય ઉસ્કા શીરે બદ કેશકા અહેવાલ કહું,
યેહી ખુંખાર પીયા કરતા હે આશકકા ખુંજા.ર કર
દેતા હય.
ઇન્શાન કો યેહ ઓર જલ્વા રફતા રફતા યેહી
પહોંચાતા હય નોબત મજનુ, યેહી ખુરેજતો ખુંખાર
હય, ઈન્શાનોકા દીન ખોતા હય, યેકાશીર હી
મુસલમાનોકા—

અચ્છા તુમ જાઓ, ઓર સબ મ્યાનોકા
ઇસ્તક બાલ કરકે છાવનીમેં લે આઓ, મગર યેક
કામ કરના પદમનીકા મ્યાના બેગમકે તંબુકે પાસ ધરના.

ઇશ્ક કરતા હય હરયેક શખ્સકો રૂસ્વા જાલીમ
ઇશ્ક કરતા હય હરયેક શખ્સકો દરીઆ જાલીમ
કોહ દીખલાતા હય ગાહે ગાહે શહેરા જાલીમ
કયા બતાઉં તુમ્હે કરતા હય યે કયા કયા જાલીમ
દર બદર ખાખ બશર ચાક ગરેબાં કરકે
જાન લેતા હય વસે એસરો સામા કરકે



# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—રસ્તો.**

**પાત્ર**--ભૈરવાચાર્ય અને ફતેઉલ્લા.

**ભૈરવા**—અહીં મેવાડમાં આવી મહારાણાના માનવંતા પુરોહીતને ત્યાં પડાવ નાંખ્યો, પરંતુ પડાવ નાંખવાને પાંચ પચીસ દીવસ થયા ત્યાં તો પુરોહિતજી પરલોક પહોંચી ગયા. પુરોહીત પરલોક ગયા કે બીજે દીવસે બંદા તેની જગ્યાએ મુકરર થયા, પ્રપંચથી પ્રતાપતો જમાવ્યો છે જોઇએ છીએ હવે શું થાય છે.

**ભૈરવા**—પણ મેં પેલા બેવકુફને બાદશાહ પાસે છાવણીમાં માફ માગવા મોકલ્યો હતો તે હજુ કેમ ન આવ્યો? આવ્યો તો ખરો, કેમ બાદશાહે શું કહ્યું?

**ફતેઉલ્લા**—છાવણી ઉપાડકે દીલ્લી ચલા ગયા.

**ભૈરવા**—પણ જવાબ શું લાવ્યો?

**ફતેઉલ્લા**—મુલ્લાં મુફલીસ તુમારા નશીબ ફરેગા, નિવેદકા બાત કેલા ખાકે જાન ગયા, અલ્લાં મુલ્લાં છુટનેકા દીન દીખાયગા.

**ભૈરવા**—ચુપ ચુપ અલ્લા મુલ્લાં ન બોલ, મરીશ ને

મારીશ, ખબરદાર મને મુલ્લાં કહ્યો તો ? ભૈરવાચાર્ય કહીને બોલાવજે.

ફતેઉલ્લા—શું કહું ? શું કહું ? ચાચાજી, ચાચાજી.

ભૈરવા—અરે મુઓ તું ચાચાજી શેનો કહી મરે છે બોલ ભૈરવાચાર્ય.

ફતેઉલ્લા—આવડા લાંબા નામ શી રીતે મારા મોંમાંથી નીકલ શકેગા!

ભૈરવા—કેમ બેવકુફ બોલે છે કે નહીં ?

ફતેઉલ્લા—અરે ભૈરવખાં ! ભૈરવખાં !

ભૈરવા—અરે ખાં નહીંજી.

ફતેઉલ્લા—જી જી નહીં મને બધા આવડતા છે.

ભૈરવા—હાં હાં બોલ ત્યારે ભૈરવાચાર્ય.

ફતેઉલ્લા—(મુંગો રહે છે)

ભૈરવા—બોલ નહીં તો હાડકાનો ચુરેચુરો કરી નાખીશ.

ફતેઉલ્લા—ઓ મરી ગયો અલ્લા મુલ્લા મારી નાખ્યો.

ભૈરવા—અરે ચુપ ચુપ બુમ ના પાડ.

ફતેઉલ્લા—નહીં બોલું ભૈરવા ચાચા નહીં બોલું.

ભૈરવા—બેવકુફ ફસાવી પાડશે, છાનોયે બુમ ન પાડ.

ફતેઉલ્લા—નહીં બોલું, ભૈરવખાં નહીં બોલું.

ભૈરવા—નહીંજ સુધરે ? કાગડાને ધોળો કરવાનો ઉપાય નથી, જો બીજી વાત કહું, હું એકલો હોઉં ત્યારે ગમે તે કહેજે પણ બીજું કોઇ પાસે હોય ત્યારે ચૂપચાપ રહેજે સમજ્યો ?

**ફતેઉલ્લા**—હાજી સમજ્યો, સમજ્યો, મુલ્લાજી સર્વ સમજ્યો.

**ભૈરવા**—વારૂ બાદશાહે શું કહ્યું? કહે જોઉં?

**ફતેઉલ્લા**—ઉંહું.

**ભૈરવા**—કેમ બોલતો નથી?

**ફતેઉલ્લા**—હમણાં તમે કીધા કે બીજા હોય ત્યારે ચુપચાપ.

**ભૈરવા**—મારાને તારા સીવાય ત્રીજો કોઈ હોય ત્યારે ચુપચાપ.

**ફતેઉલ્લા**—ઠીક ઠીક હવે નહીં કહેવા પડેગા.

**ભૈરવા**—વારૂ બાદશાહે શું કહ્યું?

**ફતેઉલ્લા**—બાદશાહે કીધા કે રજપૂતોમાં ખટપટ જગાવેગે તો તમારી તમામ તકસીર માફ કરવામાં આવશે અને ઉપરથી બક્ષીસ મીલેગા.

**ભૈરવા**—બાદશાહની બક્ષીસ મારે જોઈતી નથી, જો ગુન્હો માફ કરે તો સગાં વહાલાંઓ ને મીત્રોને મલું એજ ઇચ્છા છે.

**ફતેઉલ્લા**—ભૈરવા ચાચા, ભૈરવા સાચા, પેલા કોણ આવતા છે?

**ભૈરવા**—ચુપ ચુપ જે હશે તે હમણાં જણાશે તુ છાનો રહેજે.

**ફતેઉલ્લા**—બહુજ સારા.

**સીપાઈ**—પુજારી મ્હારાજ રાણાજીએ કહાવ્યું છે કે ચતુર્ભુજા દેવીના મંદીરમાં એક ઓચ્છવ કરવાનો છે અને એક મોટો હોમ કરવાનો છે તેની ક્રિયા તમારેજ

હાથે કરવાની છે. રાણાશ્રી હમણાંજ પધારશે. હું આગળથી વરધી આપવા આવ્યો છું.

**ભૈરવા**—વારૂ ભલે ખુશીથી પધારો

**ફતેઉલ્લા**—ભૈરવાચાચા એણે શું કીધા ?

**ભૈરવા**—તારૂ કપાળ, માથાકુટ મુક. (માથુ કુટવા માંડે છે) પાદશાહ અફસોસ ! રજપૂતોનો વિજય થયો. ત્યારે આપણી ધારણાનો તો પરાજ્યજ થયોકની, ધાર્યું હતુ કે બાદશાહ ચિતોડ જીતશે અને આપણે આ દેવીનું નજરાણું મુકીશું એટલે દેવમુર્તિને ભાગવા—ન શોખીન બાદશાહ ગુન્હો માફ કરશે અને આપણે ન્યાલ થઇ જઇશું.પણ આતો ઉલટું તેવું વાગ્યું. રજપુતો જીત્યા સાંભળ્યા પ્રમાણે વિજય અને રણધીરે ખૂબ પરાક્રમ કર્યું છે, વિજય અને રણધીરને માંહો માંહે કજીઓ થાય, ઇંટ ને ચુનાનો મેલાપજ ન થાય, તો રજપૂત પરાક્રમના વિજયની ઇમારત ભાગી પડે, આતો ઉલટો ખુશાલીમાં હોમ કરવા આવ્યા, બરાબર એ હોમમાંજ હોમ થાય એવી પ્રપંચની વિધા લગાવું. પણ યુક્તિ શી લડાવું ? બસ એજ રાણા રણધીરને કાળી દેવીના કૃત્રિમ દર્શન કરાવું. કોઇ ભયંકર ભેદવાળી વાણી સંભળાવું પછી જરૂર તેઓ વાણીનો ખુલાસો પૂછવા મારી પાસે આવશે, માટે ચાલ જાઉં કાલીનાં કૃત્રિમ દેખાવની રચના જમાઉં. જે છે તે આજકાલ પ્રપંચનુજ છે, સાચી વિધાનો ભાવ કોણ પૂછે છે.

(જાય છે.)

**ગાયન.**

**ભૈરવાચાર્ય—**

કેવો હું પાખંડી પુરો પાખંડે પુજાઉંછું
માંહો માંહે ક્ષત્રીઓને કેવા હું લડાવુંછું.
પાખંડ વિનાનો નર ખરોખર માનવો
દંભને દમામ પૂર સ્વાર્થ સાધવામાં શુર
ફાટ ફુટ, સાચ જુઠ, લુંટ ઝુંટ, કર્મ કુટ,
કંઇકના ઉતારૂં નુર—
રણ યજ્ઞમાં જરૂર શત્રુઓ કરાવું ચુર
આમ તેમ તેમ આમ છલભેદ તણું કામ
જંગી જંગ બહાદુર—

---

# પ્રવેશ ૨ જો.

---

**સ્થળ**—જંગલ.

**પાત્ર**—લખમસિંહ અને રણધીરસિંહ.

**લખમસીંહ**—જંગલથી આ સ્મશાનમાં શાંતી મેળવવા આવ્યો છું, પેલું દેવળ, અહા એક તો અડધી રાત છે ને તેમાં વળી અમાસ છે કેવું ઘોર અંધારૂં, શિયાળ શિવાય કોઇ જન પ્રાણીનો અવાજ સંભળાતો નથી, પ્રાણી માત્ર નિંદ્રા માતાના ખોળામાં મહાલે છે.

**દેવી**—મય ભુખી હું.

**લખમસીંહ**—આ કોનો અવાજ !

**દેવી**—"મય ભુખી હું."

**લખમસીંહ**—આ મારી ભુખના મને ભણકારા વાગે છે.

**દેવી**—"મય ભુખી હું."

**લખમસીંહ**—કોણ તોડે છે, રાતની ગંભીર સ્તબ્ધતા આવા અવાજથી કોણ તોડતું હશે! ભયાનક અવાજ! હૈયું ધડકે છે, અવાજ આમથી આવ્યો, કેમ કોઇ દેખાતું નથી! અડધી રાતે મસાણમાં ભમતા યોગીઓનો અવાજ તો નહિં હોય! એજ હશે. (પતરાના અવાજ સાથે ગડગડાટ અવાજ) અરરર આ વજ્ર ધ્વની શું! કાન બહેરા થઈ ગયા, શું વાદળાંઓનો ગડગડાટ તો નહીં હોય? આકાશ તો સ્વચ્છ છે, અરે આપેલો પ્રકાશ શેનો! હેં! આતો ચિતોડની કુળદેવી ચતુર્ભુજા! જય માતા! (પગે લાગે છે).

વિપક્ષ પક્ષ માંસની, મહર્ષિરદ વિમાસીનં, નમુંઢજાલ માલીકં નમામી ભદ્ર કાલીકં. "માતા મેં ભુખી હું, એ હાલ આપજ બોલ્યાં કે ગયા યુદ્ધમાં અઢાર હજાર કુટુંબીઓનું બલીદાન આપ્યું તોપણ આપની લોહીની તરશ શાંત થાય નહીં. મા યવનો જોડે યુદ્ધ કરી તમારી પૂજા કરવા લશ્કર સાથે અહીં આવ્યો છું, જાતે પધારી અધમને દર્શન દીધાં એથી આ દાસનું શું વધારે સુભાગ્ય? મા યવનો ઉપર જય મેળવું એવો અશીર્વાદ આપો.

**દેવી**—"રે મુંઢ જો વિજયની મન આશ ધારે,
દે બાર પુત્ર બલીદાન મને સવારે,

ને એક સ્ત્રી કમલની ઉપમાજ વાળી,
દે દાનમાં કુળવતી રૂધીરે પખાલી "

**લખમસીંહ**—માતા મેં જાણ્યું કે મારા બાર પુત્રો લડાઇમાં પ્રાણ આપે એ તમારી ઇચ્છા, પણ કુટુંબની કઇ સ્ત્રીનું લોહી પીવાને તમે આતુર છો એ હું સમજ્યો નહીં; મા કૃપા કરી સમજાવો.

**દેવી**—જા,

**લખમસીંહ**—આ શું ! દેવી ક્યાં ! કમળની ઉપમા અને કુલની સ્ત્રી એ કોણ ? કમળ એટલે પદ્મ—શું પદ્મણીનું દેવી બલીદાન માગતી હશે. કમલ કુસોપમા વાળી કમળા થાય, કમળાનુંજ દેવી બલીદાન માગે છે, બાર રાજપુત્રો પ્રાણ આપે તો રાજ્ય લક્ષ્મી રહેશે. આ કેવી ભયાનક દેવવાણી, બાર પુત્રો પ્રાણ આપે તેનો મને બીલકુલ શોક નથી, રણમાં મરવું એ તો રજપૂતનો ધર્મ છે પણ પેલી કમળોપમા વાળી મારાથી સમજાતી નથી. મારા કુટુંબની કઇ સ્ત્રીનું લોહી પીવા દેવી આટલી આતુર થઇ છે. માતા ચતુર્ભુજા મને ઘોર સંશયના અંધારામાં અથડાતો મુકી તમે ક્યાં ચાલી નીકળ્યાં ! એકવાર આવી મારો સંશય દુર કરો, કોઈ નથી, શું સ્વપ્નું તો નહિ થયું હોય ! ના તે સ્વપ્નું તો નથીજ, ચાલ છાવણીમાં જઈ સરદારોને વાત કરૂં. જોઇએ તેનો શું અભિપ્રાય આવે છે. (જાય છે.)

**ભૈરવા**—હેમતો પુરેપુરો પાડયોછે. અરે રણધીરને લઈ રાણો પાછો આવતો જણાયછે જો, મને જવાદે.

**લખમસીંહ**—રણધીર, મેં બરાબર અહીં દેવીને જોઇ હતી અને તેની વાણી સાંભળી હતી. એ ભયંકર વાણીના હજુ પણ મારા કાનમાં ભણકારા વાગે છે.

**રણધીર**—આપ ખરેખરા ભાગ્યશાળી કે દેવીએ સાક્ષાત દર્શન દીધાં. આપણા પુર્વજોમાં પૂજનીક બાપા રાવળ અને સમરસીંહ દેવીનું દર્શન પામ્યા હતા.

**લખમસીંહ**—રણધીર, તમે પણ હમણાં કદાચ જોશો. બરાબર પેલે ઠેકાણે દર્શન દીધાં હતાં, એ પેલી, એ પેલી, જુઓ જુઓ.

**રણધીર**—ક્યાં ! ક્યાં ! મહરાજ ?

**લખમસીંહ**—એ દેખાય, એ જાય, ગઈ, ગઇ, ગઇ.

**રણધીર**—હું ધારૂં છું કે જેવા તેવાને દર્શન નહીં દેતી હોય, દેવીની કૃપાથી ખચીત આપને દીવ્ય ચક્ષુ પ્રાપ્ત થયાંછે.

**લખમસીંહ**—પેલી જુઓ, પેલી જુઓ, ગઈ, ગઇ,

**રણધીર**—આહા ! મારૂં કેવું સુભાગ્ય ! મારી આંખનું સાર્થક થયું, જીવન સફળ થયું, મહારાજ ચિતોડની રક્ષા માટે દેવીએ જે વાણી કહી તે જલદી અમલમાં લાવો. દેવીની નજર હોયતો કોની તાકાત છે કે ચિતોડ ઉપર નજર કરી શકે ?

**લખમસીંહ**—દેવીતો ચમકારાની પેઠે ચાલી ગઇ ! હવે એ દેવવાણીનો અર્થ કોણ સમજાવે ! શંકા ટાળવાને કંઈ ઉપાય છે !

**રણધીર**—મહારાજ એક કામ કરીએ, ચતુર્ભુજાના મંદીરમાં

વિદ્વાન પુજારી ભૈરવાચાર્ય રહે છે, તે જ્યોતિષ વિદ્યામાં બહુજ નિપુણ છે.

**લખમસીંહ**--હા તેતો હું પણ જાણું છું.

**રણધીર**—એમને ખુલાસો પુછીએ.

**લખમસીંહ**--તમે જાઓ તેમને પેલી બાજુ તેડી લાવો. ઘણુંજ અજબ! જીવ સંશયના વમલમાં ગુંચાયો, અહા? રાજાની પણ કેવી કઢંગી હાલત! કેવા કેવા વિચાર? અહા! રાજા, રાજા!

## પ્રવેશ ૩ જો

---

**સ્થળ**--મંદિર

**પાત્ર**--લખમસિંહ, ભૈરવાચાર્ય, ઉલ્લુશંકર.

**લખમસીંહ**--પુજારી મહારાજ પ્રણામ કરીએ છીએ.

**ભૈરવા**--મહારાણાનો જય થાઓ. આટલી રાત્રે અહીં? રાજ્યમાં કુશળતો છેની!

**લખમસીંહ**--કુશળ કે અકુશળ જાણવાજ આપની પાસે આવ્યા છીએ.

**ભૈરવા**—અમારા ધન્યભાગ્ય! અરે ઉલ્લુશંકર આસન લાવ્ય જોઉં.

**ઉલ્લુ**--એ લાવ્યોજી.

**ભૈરવા**—બેસો મહારાજ. શી આજ્ઞા છે!

**લખમસીંહ**—મહારાજ આજે હું અડધી રાત્રે સ્મશાનમાં ફરવા નીકળ્યો હતો એટલામાં ચિતોડની અધિષ્ઠાતા

દેવીએ મને દર્શન દીધાં ને એક દેવવાણી કહી એનો અર્થ જાણુવા આપને તસ્દી આપી છે.

**ભૈરવા**--એ વાત કહો. ગુરૂ કૃપાએ તેનો અર્થ થશે.

**લખમસીંહ**—સાંભળો ત્યારે.

**દેવવાણી**--

રે મુંઢ જો વિજયની મન આશ ધારે
દે બાર પુત્ર બળિદાન મને સવારે
ને એક સ્ત્રી કમળની ઉપમાજ વાળી
દે દાનમાં કુળવતી રૂધીરે પખાળી

આવી દેવ વાણી હતી. એનો કમળવાળો ભાગ સમજાતો નથી.

**ભૈરવા**--ગોળી આબાદ, ઉલ્લુશંકર, ચાક, પાટી અને ફુલની છાબડી લાવજો, પેલી ગણીત સામગ્રી તૈયાર છે કે ?

**ઉલ્લુ**—હાજી બધાં તૈયાર છે.

**ભૈરવા**--કમળાનું નામ કહું એટલે વિજય કમળા માટે કપાઇ મરશે બધા વહેમી વહેમે કુટાશે, રાજાનું ચાલશે નહીં, બાદશાહને તોબા પોકરાવનાર, વિજય અને રણધીર માંહોમાંહે કપાઈ મરશે, ઘર ફુટે ઘર ઘર જશે, અને આપણી આશા ફળશે.

**ઉલ્લુ**--લ્યો મહારાજ.

**ભૈરવા**--વારૂ જાઓ હવે મંદીર પાસે જઇને બેસો.

**રણધીરસીંહ**--મહારાજ આ કોણ છે ?

**ભૈરવા**--મહારાજ એ તો આ સેવકનો શિષ્ય છે. ચલાવો

હવે આપણું કામ. "નમો આદિત્યાદી નવ ગૃહેભ્યો નમઃ" રાણાજી ફુલનું નામ ઘો જોઉં.

**લખમસીંહ**--ગુલાબ.

**ભૈરવા**--ઠીક, ગુલાબ, ગુલાબ, ગુલાબ, માતાની ફુલકે ભરી છાબ ત્રણ અક્ષરમાંજ પ્રશ્ન થાય, એતો બહુ શુભ નહીં ગણાય. મહારાજ હું ધીરે ધીરે સહુ કહું છું, એક બીજા ફુલનું નામ ઘો જોઉં.

**લખમસીંહ**--બકુલ.

**ભૈરવા**--

બકુલ, બકુલ, બકુલ, વંદ્રાવન ગોકુલ,
એક મંત્રને ત્રણે નેત્ર આકાશે વિશ્વેશ ને કુરૂક્ષેત્ર,
આ પંદરતીર્થોને રાશી બાર જવાળામુખીને હરિદ્વાર,
ત્યારે કયાં હશે બીજું દ્વાર,
કે લગ્ને વળી પ્રશ્નજ કાંચ,
ચીરંજીવી થઇ મરવું સીદ્ધ,
રાજવી વાત વીચારી ભણું,
પણ કમળાને નામે નડતર ઘણું.

**લખમસીંહ**—શું કહો છો ? કમલા !

**ભૈરવા**--મહારાજ ગભરાતા નહી, બુદ્ધિવાન માણસો સારૂં સાંભળીને ખુશી થતા નથી, અને નઠારૂં સાંભળીને દીલગીર પણ થતા નથી, પહાડ ને વંટોળીઓ પણ સરખો છે ને મંદ મંદ વાયુની લહેરો પણ સરખી છે, ગૃહના ભાવ છે. સંસાર ચક્રમાં સુખ દુઃખ

નીરંતર ફરતું ફરે છે. હોનાર વસ્તુ મિથ્યા થતી જ નથી.

**લખમસીંહ**—પુજારી મહારાજ કહો, કહો કઈ કમળા વિષે તમે કહોછો? જલદી બોલી મારો સંદેહ દુર કરો

**ભૈરવા**—રાણાજી ઘણુંજ અપ્રિય કહેવું અને સાંભળવું પડશે, હૃદયને તૈયાર કરો, મનને મજબુત રાખો, રખે એ વાત સાંભળી આપ બેશુદ્ધ થઈ જાઓ.

**લખમસીંહ**—પુજારી મહારાજ કહો હું તૈયાર છું. જલ્દી કહો. અધીરાઇનો કીડો મારૂં કાળજું કોરે છે.

**ભૈરવા**—સાંભળો ત્યારે, રાજ્યકુમારી કમળાનું લોહી પીધા સીવાય ચતુર્ભુજા દેવી કોઈ દિવસ સંતુષ્ટ થવાની નથી.

**લખમસીંહ**—શું કહો છો? રાજ્યકુમારી કમળા? મારી વહાલી કન્યા કમળા ( મુર્છા ).

**રણધીર**—મહારાજ શું કરવું? સ્વદેશની રક્ષા માટે એવું ઘાતકી કામ પણ કરવું જ પડશે.

**લખમસીંહ**—શું કહો છો? રણધીર, ઘાતકી કામ? અરે ઘાતકી નહી પણ કુદરતથી વિરૂદ્ધ, ઘાતકીમાં ઘાતકી જુલમગાર વાઘ પણ પોતાના બચ્ચાને પાળે છે તો શું રાણો લખમસીંહ વાઘથી પણ, ક્રુર છે?

**રણધીર**—મહારાજ પશુઓ વૃત્તિને તાબે છે, માણસ વૃત્તિને તાબે કરે છે તેથીજ પશુ કરતા શ્રેષ્ટ છે.

**લખમસીંહ**—હું ભવોભવ પશુ થઇને રહીશ પણ આવી શ્રેષ્ટતા ઇચ્છતો નથી.

**રણધીર**—રાણાજી વૃત્તિના વેગમાં તણાઓ ના, જરા વિચાર

કરો, કર્તવ્ય કઠણુ હોય, પણુ રાજાએ તો ખસુસ કરીને કરવું જ જોઇએ.

**ભૈરવી**—મહારાજ જો ચિતોડની રક્ષા કરવા ધારતા હો, યવનોથી જય મેળવવા ધારતા હો તો દેવીનું વચન પાળો, બીજો કોઇ ઉપાય નથી, લ્યો આશીર્વાદ.

**લખમસીંહ**—આશીર્વાદ નકામો.

**રણુધીર**—મહારાજ શું વિચારમાં પડયા ? આ પ્રસંગ તો સહેલ છે, એક ફરજ બજાવ્યાથી પ્રજાના લાખો જીવને સંતાપ અને એકજ કન્યાના જીવનો બચાવ અને બીજી ફરજ બજાવ્યાથી એકજ કન્યાનું નુકશાન અને પ્રજાના લાખો જીવને આનંદ, ધર્મનું રક્ષણુ, સદાચારનું શિક્ષણુ અને રજપૂતની અમર નામનાનું સંરક્ષણુ. આપની કન્યાના વિનાશથી આપને તથા આપના સગાંવહાલાંને કલેશ. પરંતુ જો યવનો ચિતોડ ઉપર જય મેળવે તો આખા ભરતખંડના હિંદુઓને વંશ પરંપરાની હમેશની ગુલામગીરીની બેડી.

**લખમસીંહ**—રણુધીર, તારી યુકતી ન્યાયવાળી હોય પરંતુ

**રણુધીરસીંહ**—હવે પરંતુ શું, જો યુક્તિ ઠીક જણાય તો તુરત અમલમાં લાવો. વિધાતાએ આપના ઉપર કેવો મોટો બોજો મુકયો છે. લાખો રજપૂતના અને રજપૂત કન્યાઓનાં જીવન, ધર્મ, સુખ અને સ્વતંત્રતા આપના ઉપરજ આધાર રાખે છે, પ્રજાને માટે રાજાએ સર્વ ત્યાગ સર્વ કલેશ સહન કરવા જોઇએ. પ્રાણી માત્રનું પાલન કરનાર પૃથ્વી વાવાઝોડા. વીજળી અને ધરતી

કંપના લાખો ત્રાસથી ડરતી નથી તે નથી જ, આ-પના પુજનીક પુરૂષ સૂર્યવંશી વત્સરાજા રામચંદ્રજી-એ પ્રજાને માટે પોતાની વહાલી સ્ત્રી સીતાને વનમાં કાઢી મુકી આપ તે યશસ્વી વંશમાં જન્મ લઈ શું હવે તે વંશને કલંક લગાડવા ધારો છો ? જુઓ સાંભળો ?

## ગાયન.

**રણુધીર—**

સુર્યવંશી પૂર્વવંશને આપ અંતરમાં સ્મરો
ત્યાગી વૈભવ રાન ભટકયા રામનીતિ દીલ ધરો
સત્યવાદી અવધ પતિની હામને હૈયે ધરો
પતિ સુતને પ્રાણુ જાતાં સત્યથી જે ના ચળ્યો
દેશ ભક્તિ કંઇ વિચારો સમરસિંહ ને સંગની
તુર્ક સંગે જંગમાં ના ધારી પરવા અંગની
સુર્યવંશી શિરમણીને શોક કરવો ના ઘટે
બાવિ જે લખ્યું ભાગ્યમાં તે કોઈ કાળે ના મટે

**લખમસીંહ**—રણધીર, બસ હવે ઘણું થયું, હવે જે કરવાનું હોય તે કહો, હું કરવા તૈયાર છું.

**રણધીરસીંહ**—મહારાજ, એક કામ કરો, રાણીજીને એક કાગળ લખો કે લડાઈમાં જતાં પહેલાં વિજયસીંહ કમળા જોડે લગ્ન કરી દેવું ધારે છે માટે તમો કાગળ વાંચતાં કમળાને તેડી તુરત અહીં આવજો.

**લખમસીંહ**—ભલે તંબુમાં જઈ લખું છું અને મારા વિશ્વાસુ સુરદાસ સાથે મોકલું છું, કમળા તે વળી કોણુ ! સંસારમાં સઘળું માયામય છે, બધું બ્રાંતિ છે,

તમામ સ્વપ્ન છે. હે મહાકાળરૂપીની પ્રલયકારી માતા ચતુર્ભુજા તમારી લોહીની તૃષા છીપાવવાના સાધનો સજ કરવા જાઉં છું. ગમે તો સૃષ્ટિનો લોપ થઇ જાઓ, પૃથ્વી રસાતાળ જાઓ, બ્રહ્માંડ છીન્ન ભીન્ન થઇ જાઓ, તેમાં મને શું નુકશાન છે, મને કોઈની સાથે સંબંધ નથી.

ભેરવા--ગોળી આબાદ. વિવાહને બહાને બળીદાન માટે રાણો કુમારી કમળાને ચિતોડથી બોલાવી, હા હવે જેવી આ ખબર વિજયસીંહને કાને આવી કે પછી જુઓ મજા. બસ એવું તો રમખાણ જાગશે કે રજપૂતો આપસ આપસમાં જ લડી મરશે ને બાદશાહ વગર મહેનતે ચિતોડ સર કરશે. માટે ચાલ આ ખબર ફતેઉલ્લા સાથે બાદશાહ પર મોકલાવું ને તેને લસ્કર સાથે બરાબર વખતસર બોલાવું. નથી નથી બસ નથી, સીધી આંગળીથી કદી કુલ્લાનું ઘી ખવાતુંજ નથી. દુનીઆમાં કદી પ્રપંચ સિવાય કોઇ કામમાં ફ્વાતુંજ નથી.

---

## પ્રવેશ ૪ થો.

---

**સ્થળ**--મહેલ.

**પાત્ર**--કમળા, રાણી, પાછળથી સુરદાસ.

**ગાયન.**

કમળા—

હાંરે કોઇ વાલમને લેઇ આવોને
હાં મને છેલા રંગીલા મેળાવોને
જુલ્મી જુવાની આ હાય દિવાની
લલિત વિલાસી એ વાલમ વિના
રજની અંધારી હા લાગે નકારી
ચતુર ચકોરીને ચંદ્ર વિના
હાય બળી હું હાય બળી હું
પિયુ પિયુ તનથી તલસી રહી—

**સખી ૧**—કમળા બહેન, એમ ઘેલાંની જેમ હવામાં ઝાવાં કેમ નાખો છો ?

**કમળા**—હં અં ......ઝાવાં કે એતો જોની બહેન. હં અં ......ઝાવાંનું પૂછોછો કેમ.

**સખી ૨**—હાજી ઝાવાનું, ઝાવાનું, ઝાવાનું, હજીએ સમજી કે જાઉં વૈદજીને બોલાવવા.

**કમળા**—વૈદજીને શા માટે ?

**સખી ૨**—આ કાનની ધાક ખોલાવવા.

**કમળા**—એટલે શું મારા કાન બહેરા છે ?

સખી ૧—નાના મૂરખી એ તો જરા ધ્યાન બહેરાં છે.

કમળા—શું કહ્યું ?

સખી ૧—એજ તો સાંભળે નહીં તે કાનબહેરાં ને સાંભળે ને સમજે નહીં તે ધ્યાન બહેરાં.

સખી ૨—વાહ વાહ રે મારી બાઇ, ખાસો ભોગ સોગ આજ સુધી ન જોયો, ન જાણ્યો, એવો નવાઇ જેવો રોગ જણાવ્યો.

સખી ૧—ખોટું હોય તો પૂછ બાને.

કમળા—ખરૂં ખરૂં સખી ખરૂં, પણ મારૂં એવું ધ્યાનબહેરૂં કેમ થઇ ગયું હશે ?

સખી ૧—ઓહો હો હો ! જાણે હજુ પાણીને ભૂ ન કહેતી હોય ! પૂછે છે ભલા એમ ધ્યાન બેહેરૂં કેમ થઇ ગયું હશે ! આ અંગમાં વસંતના મિત્ર અનંગે વાસ કર્યો છે તેથીજ તો.

સખી ૨—ઓય મા ! વળી એ અનંગ તે શું ?

સખી ૧—ઓ જેનું અંગ નહીં તે અનંગ.

કમળા—જા જા, અંગ વિનાનો તે વળી કેમ કરી અંગમાં પ્રવેશ કરી શકે ?

સખી ૧—જેમ કુસુમનો વાસ પવનમાં પ્રવેશ કરે છે અને પવન જેમ બદનમાં પ્રવેશ કરે છે તેમ.

કમળા—વારૂ ત્યારે એ છુપા વાસનો ભાસ થાય શા પરથી ?

સખી ૩—જો સાંભળ, શરીરપર થતી ખાસ આવી આવી અસરથી.

## ગાયન.

**સાહેલી—**

અંગમાં અનંગ વસે, વિકસે નયન રસે
મંદમંદ મુખ હસેરે સજની મારી
ઉરરસે ઉભરાયે ઉરજ ઉન્નત થાય
કંચુકી કસ કસાયરે—
સ્ફુરિત રોમાંચ થાય, અધરોષ્ઠ કંપાય
તનુ લજ્જા નત થાયરે—
વિકલ અંગપર સ્વેદના બિંદુ લાગે ગાલ
માનસ સર મુક્તામણી ચુમે માતી મરાલ
રસિક સુહંસ મળે મન અર્થ સર્વ ફળે
શાંતિ સર્વાંગે વળેરે

**કમળા**—બરાબર, બરાબર શરીરમાં બધી એવીજ અસર થાય છે ત્યારે તો સખી કહે એ સંતાપની શાંતિનો શો ઉપાય છે?

**સખી ૩**—એ ઉપાય હું શું બતાવું? હું કંઇ વૈદ છું? કહે તો વૈદને બોલાવું.

**સખી ૨**—ફરી ફરીને હવે આવ્યાં ઠેકાણે, વૈદને બોલાવવાનું તો હું પહેલેથીજ કહેતી હતી.

**સખી ૩**—પણ એ તારા કાનના રોગનો વૈદ આ ધ્યાનના રોગમાં કામ ન આવે તો?

**સખી ૨**—કેમ?

**સખી ૧**—આ રોગમાં આરામ દે એવો તો બાના માટે એકજ વૈદ દેવે દુનીઆમાં પેદા કર્યો છે.

**સખી ૨**—ઓહો હો હો! એકજ વૈદ કોઇ મોટો ધન્વંતરી જેવો હશે!

**સખી ૧**—હાજી બાને માટે તો ધન્વંતરીથીએ ધનંતર જેવો, નજરે જોતાંજ જંતર મંતર જેવો.

**સખી ૨**—ઓહો હો હો! બા, એવો તે તમારો વૈદ છે કેવો?

**સખી ૩**—એમાં બાને શું પૂછે છે? મુરખી આ વિજ-સીહજી જેવો.

**કમળા**—ખરેખર સખી, આ રોગનો વૈદ તો એ વીર વિજયજ છે પણ તે અત્યારે અહીં ક્યાંથી આવે!

**સખી ૧**—બાનો હુકમ થાય તો આ સખી બોલાવી લાવે?

**કમળા**—જા જા મને બનાવે છે કેમ?

**સખી ૩**—કેમ?

**કમળા**—અહા! છબી જોતાંજ હૈયું કેવું થઇ ગયું ન્હાદું હેમ?

**ગાયન.**

**કમળા**—

પ્રિયતમ દરશનને તલસી રહી
તલસી રહી હા તલસી રહી
મુખ દરશી રહીરે
નજરે પ્રિય નિરખી રહી—.
સજીવન મૂર્તિ દિલ દરપણમાં
દિવ્ય રૂપ ધરી રાજી રહીરે
અસલ નજીક આ નકલ નકામી

જોઇ જોઇ દિલ દાઝી રહીરે
પ્યાર પ્યાર ધુન લાગી રહીરે—

**સખી ૨**—બ્હેન, બ્હેન, માજી પધારે.

**કમળા**—પધારો માજી, ઓહો સુરદાસ તમે કયારે ?

**રાણી**—અત્યારે તારા પિતાજીનો કાગળ લાવ્યા છે, આપણુને તેડવા આવ્યા છે.

**કમળા**—તેડવા શા માટે ?

**રાણી**—વિજયસીંહ લડાઇમાં જવા પહેલાં તારી સાથે વિવાહ કરવા ચાહે છે માટે.

**સુરદાસ**—હા બા માટે ઝટ થાઓ તૈયાર.

**રાણી**—હા, ચાલ બા, સારા કામમાં કેવો વિચાર.

**કમળા**—પધારો માજી, હું પાછળજ આવી.

**રાણી**—ભલે જોજે વધારે ન લાગે વાર.

**કમળા**—જી.

**સખી**- કાં બા ! જોયો કેવો છે આ દેવન્દ્ર ચિત્રના દેદારનો પણ ચમત્કાર ! આ જડ છબીએ આવું જાદુ જંતર કર્યું ત્યારે સાક્ષાત્ ચેતન્ મૂર્તિમાં તો કોણ જાણે શું શું એ હશે ભર્યું.

**ગાયન.**

**કમળા-સાહેલીઓ**—

પ્રીતિ રસે ભરી પ્રેમદા વેલી પ્રિતમ પાસ જનારી
ફુલે ફળે ફળી ગર્વથા ઘેલી મોહ મદે ઝુલનારી
પ્રિય વસંત પ્રસંગ પ્રિતમ સંગ તું ખેલનારી
જાઓ કંઇ શરમાઓ નહી બનો છેક શું બેશરમ ળી

શરમ ધરમ સ્વામિની શરણુ તજશો બાળા બાળી
હા હા જ થશો ના ઇલાજ, શાની ધરો લાજ
અરે બાઇ છેક શું આવી મને શરમાવી
નાંખો અકળાવી ઉડાવી બનાવી—

## પ્રવેશ ૫ મો.

---

**સ્થળ**—રસ્તો.

**પાત્ર**—બેગમ, પાછળથી મુફલીસ.

**ગાયન.**

બેગમ—

પ્રેમ તણી નવ પરી સીમા, જગ બધ્ધુ પ્રેમાધીન,
પ્રેમ વસે ત્યાં તેમના, વીર બન્યા કંઇ દીન,
ભાવી શું આ નસીબે લખ્યું, વીચારૂં આજ—ભાવી૦
જે પલંગે પોઢનારી, તે પગે થઇ ચાલનારી
હાથી હોદે બેસનારી, તે પગે થઈ ચાલનારી
કર્મની ગતિ શી છે ન્યારી, પ્રેમે બની તારાજ—ભાવી૦

બેગમ—ન્યારીજ છે ખરે ન્યારીજ છે, નશીબની ગતિ ન્યારીજ છે, ઇનસાનની અક્કલની નશીબ આગળ લાચારી છે. પણ પ્રેમની તો સદા બલીહારીજ છે. (હું બાદશાહની બેગમ દીલ્હીના દીવાનખાનામાં સોનાને પલંગે બેસનારી, ભર શિયાળામાં સુખડના પંખાના પવને પોઢનારી હાલ કયાં છું, કેવી સ્થીતિમાં છું,

શાથી ! પ્રેમથી, પ્યારથી, ઈશ્કથી, મહોબતથી, ઇશ્કના પંખીને ઈશ્ક એજ મખમલનું બીછાનું છે, ઇશ્ક એજ સુખડના પંખાના પવન છે, મહોબતના મહાસાગરમાં મુસાફરી કરતાં પ્રેમ જહાજ અદેખાઇના ખરાબે અથડાવાની તૈયારીમાં હતું, એકાએક દીવાદાંડી દેખાઇ, આશા દીવો ઝબકી આવ્યો, પણ દીવાદાંડી ગુમ, આશક દીવો એકાએક ગુમ, સાથે સઘળું સુખ પણ ગુમ, અંધારૂં ઘોર, ઓ સુખ, સુખ તું કયાં છે, કઇ દીશામાં છે ? કયાં આકાશમાં છે ? કયાં પાતાળમાં છે ? કહે છે સંતોષમાં સુખ છે, શાનો સંતોષ મન વાળવાનો, જુલમથી જોગી થવામાં, ફેલ કરી ફકીરી લેવામાં ? નથી, નથી, સુખ સ્વપ્ને પણ નથી.)

**ભૈરવા**—કીસીકા જોશ ! કીસીકા જંતર ! માલ મલીદા લડુ નીરંતર, ખાના પીના મોજ ઉડાના, કીસકુ યારે હરદમ રહેના.

**બેગમ**—કોણ મુફલીસ ? ભૈરવા અરે તું અહીં કયાંથી !

**ભૈરવા**—બોલીશ નહીં, હુંજ મુફલીશ, ફરી એ નામ દઇશ નહીં, એ નામ દીધાથી મારો નાશ નજીક થશે મારો જીવ જશે. હું અહીં ભૈરવાચાર્યના નામથી રહ્યો છું, એક મોટી ખટપટમાં ગુંથાયો છું.

**બેગમ**—ખટપટ ! ખટપટ શી ?

**ભૈરવા**—આપણા સુખની.

**બેગમ**—આપણા સુખની અહીં ખટપટ શી ?

**ભૈરવા**—આપણે સદા આનંદમાં રમીશું મોજમજા માણીશું.

બેગમ—પણ ખટપટ શી ?

ભૈરવા—બાગ બગીચે હરીશું ફરીશું પંખીની પેઠે ગેલ કરીશું.

બેગમ—પણ ખટપટ શી ?

ભૈરવા—આનંદની વાતચીતમાં દીવસ ગુજારીશું.

બેગમ—પણ ખટપટ શી ?

ભૈરવા—હું સારસ તું સારસી, હું પોપટ તું મેના, હું રાજહંસ તું રાજહંસણી, હું કોકીલ તું કોકીલા, મધુરાં મધુરાં પ્રેમ ગીત ગાઈ વૈભવ કલ્પવૃક્ષની ડાળીએ હરખે હીંચીશું.

બેગમ—પણ ખટપટ શી ?

ભૈરવા—તારા વચન વીણાના નાદમાં હું હરણ સ્તબ્ધ થઈ રહીશ, તારા અધરામૃત પાનની લાલચે હું મચ્છ પ્રેમ જાળમાં પડી રહીશ.

બેગમ—પણ ખટપટ શી ?

ભૈરવા—આહા ! શું કમલ મુખ ! કેવું મધુરૂં અધરામૃત ! કેવા રસિક કટાક્ષ ! કેવી રસીલી વાણી ! કેવી કોમળ આ કંચન કાયા !

બેગમ—પણ ખટપટ મૂકી કહો કે મારો વિશ્વાસ છે ?

ભૈરવા—પ્રેમ વૃક્ષનું મુળજ વિશ્વાસ છે, જેવો ભગવતનો ભરૂસો છે તેવોજ તમારો વિશ્વાસ છે.

બેગમ—તમે ભગવાનને માનતાજ નથી !

ભૈરવા—પણ તને તો માનું છું.

**બેગમ**—ત્યારે ખટપટ શી તે કહો, કહેશો તોએ જાણીશ ને નહીં કહો તોએ જાણીશ.

**ભૈરવા**—લાચાર છું સાંભળ ત્યારે. અહીં એક મોટો હોમ થનાર છે ને બળીદાન અપાનાર છે.

**બેગમ**—હેં ! બળીદાન ! કોનું ?

**ભૈરવા**—રાજકુમારી કમળાનું–મારેજ હાથે.

**બેગમ**—હેં ! રાજકુમારી કમળાનું બલીદાન તમારા હાથે ? શા માટે ?

**ભૈરવા**—રજપૂતોમાં કુસંપ કરાવી, મુસલમાનોને જીતાડી, બાદશાહની મહેરબાની મેળવવા માટે.

**બેગમ**—બાદશાહની મહેરબાનીની તમારે શી જરૂર ?

**ભૈરવા**—મીઠા પાણીની કોને જરૂર નથી ? સ્વચ્છ હવાની કોને ગરજ નથી? લક્ષ્મીની કોને લાલચ નથી? સુખની કોને ઇચ્છા નથી? પાદશાહની મહેરબાનીથી સઘળું છે માટે.

**બેગમ**—ત્યારે શું તમારી વાંસે રખડી મરનાર આ બેગમની દરકાર નથી?

**ભૈરવા**—તે પણ છે ને તે પણ છે બેગમે પહેલાં ને બાદશાહ પહેલો.

**બેગમ**—પણ જાણો છો બાદશાહ તો છે આ બેગમના દુશ્મન ?

**ભૈરવા**—હેં ! ત્યારે તો.

**બેગમ**—કહો કે બેગમે દુશ્મન.

**ભૈરવા**—છેક તો એમ નક્કી.

**બેગમ**—કાંકતો ખરી નહી તો પાદશાહની મહેરબાનીની શી જરૂર ?

**ભેરવા**—બાદશાહની મહેરબાનીની પહેલી જરૂર. સગાં વહાલાંનો મેળાપ થાય, જન્મ ભુમીનાં દર્શન થાય એ કોને ન ગમે !

**બેગમ**—મુફલીસ, વહાલા મુફલીસ, જરા વિચાર, ખુદાના એક પુતળાની મહેરબાની ખાતર બીજી મનહર પુતળીનો ઘાટ ભાગવા શા માટે તૈયાર થયો છે ? આવું ઘાતકી કામ કરી નાહક શા માટે દોઝખમાં પડે છે ?

**ભેરવા**—તે કહી ચુકયો છું બાદશાહની મહેરબાની મેળવવા માટે.

**બેગમ**—મુફલીસ, સમજ કે એ પુતળાની મહેરબાની શું મારા ઉપર થોડી હતી ! એવા મગરૂર મોટાઓની મહેરબાની બીચારા ભોળા માછલાને ફસાવવા લોખંડના આંકડા વચ્ચે લટકાવેલું માંસ છે, તે મહેરબાની માંસની લાલચે માછલું ઉમંગથી ઉછળી ઉછળી પડે છે, આંકડાની અણી વચ્ચે વીંધાતાં તડફડે છે તે જોઇ મહાન્ત મોટાઓને ગંમત થાય છે, બીચારા ભોળા માછલાના પ્રાણ જાય છે, તમારી પણ તેજ દશા સમજવી, સદા સ્નેહની ઇચ્છા રાખ, મારા સાચા સ્નેહની દરકાર રાખ, પેલી મહેરબાની કરતાં આ સ્નેહ તને સુખની ખાણ થઈ પડશે. નાહક હેરાન શું કરવા થાય છે.

**મુફલીસ**—તે કહેવાઈજ ગયું છે.

**બેગમ**—ભલા માણુસ બેવફા બાદશાહની મહેરબાનીની લાલચ પડતી મેલી મારી સાથે ચાલ.

**મુફ્લીસ**—તે કદી બનનાર નથી.

**બેગમ**—ત્યારે તું મારો નથી.

**ભૈરવા**—તે ગમે તે સમજ.

**બેગમ**—ભલા માણુસ આશાએ તને આંધળો કર્યો છે.

**ભૈરવા**—સ્વાર્થની લાકડીનો ટેકો મારા હાથમાં છે.

**બેગમ**—લોભે તને બહેરો કર્યો છે.

**ભૈરવા**—મતલબની વાત સમજી શકું છું.

**બેગમ**—ત્યારે તું બેવફા થઈશ?

**ભૈરવા**—પ્હેલ તેંજ કાઢી છે.

**બેગમ**—શું તું હરામી થઈશ?

**મુફ્લીસ**—મારા કરતાં તારે વધારે સમજવાનું છે.

**બેગમ**—ત્યારે તું શું હાવો દગાબાજ થઈશ?

**મુફ્લીસ**—પ્હેલા નંબરે તું ને બીજા નંબરે હું.

**બેગમ**—અત્યારે શું તું મારી સાથે રહેવા ઈચ્છ તો નથી?

**ભૈરવા**—અહીં નહીં.

**બેગમ**—ત્યારે આગળ તો તારા વિચાર જુદા હતા.

**ભૈરવા**—જાણે છે કે તે વખતે દીલ્લીના બગીચાનો દેખાવ પણ જુદો હતો.

**બેગમ**—ત્યારે તું દોલતનોજ સગો હતો? મહોબતનો નહીં?

**ભૈરવા**—દોલત પાછળ દુનીઆ ફરે છે, દોલત વિનાની મહોબત તે મુરખાઈ છે.

**બેગમ**—મુફલીસ હું તને ખરાબ કરીશ.

**ભૈરવા**—તે હું જોઇ લેઇશ.

**બેગમ**—તારૂં પોગળ હું અહીંજ ખુલ્લું કરી દઉં તે

**ભૈરવા**—શું દાબ દેખાડી તારે પરાણે પ્રિત કરવી છે ?

**બેગમ**—ના ના હુંતો સહેજ વાત કરૂં છું.

**ભૈરવા**—એવી લાખો વાત મને બનાવતાં આવડે છે.

**બેગમ**—તું મને ઓળખે છે ?

**ભૈરવા**—સારી પેઠે, બેવફા બેગમ સમજ.

**બેગમ**—અને તું એક હરામી ગોળો છું, સમજજે કે હવેથી હું તારો કાળ છું.

**ભૈરવા**—હું તારા કાળનો પણ કાળછું.

**બેગમ**—મુફલીસ યાદ રાખજે,

**ભૈરવા**—મુફલીસને યાદ રખાવજે, હું તો ભૈરવાચાર્ય છું

**ગાયન.**

**બેગમ-ભૈરવા**—

અધર્મી પાપી તુને ધિક્કાર છે હજારવાર
નફટ નિર્લજ નાદાન
તું અધમ અપાર, જા ખુની ચંડાલ
મારૂ દાર—
ખુની તું નીચ નાદાન ચંડાલ
બેવફા છે તુજને લાખો ફીટકાર
નિમક હરામ જા તું પાપી આવાર

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ--મહેલ.**

**પાત્ર**--કમળા, રાણી, રામદાસ, લખમસીંહ,

પાછળથી વિજયસીંહ.

**ગાયન.**

**કમળા**—

કયારે મળી પ્રેમ ભરી સરિતા સાગરને
લલિત લેહરીથી ઉછલી થશે શાંન્ત
પ્યારે બળી ઘેલી આ ચકોરી વ્યાકુલ થઈ
એક ચિતે રહી નિરખી ચંદ્રકાંત
લલિતદૃષ્ટિ અમીની વૃષ્ટિ
કરે કદાપિ જો કમળ કાન્ત
દિન આનંદમાં જાય તરંગમાં. પ્રિતમ સંગમા-વાલમથી
હસી હસી મળી કરીશું પ્રેમની વાત—

**રાણી**—બેટા તારા પિતાશ્રી તરફથી બે ત્રણ માણસો તેડવાને આવી ગયાં, ચાલ જલદી કર.

**રામદાસ**--રાણીજીનો જય થાઓ, રાણાશ્રી કુમારી કમળાને મંદીરમાં તાકીદે તેડાવે છે પરંતુ—

**રાણી**—પરંતુ શું રામદાસ! હમણાજ લઇ જાઓ.

**રામદાસ**—નહીં નહીં દેવી હું આપને વિનંતી કરૂં છું કે આપ કમળા બેનને ત્યાં ન મોકલશો.

**રાણી**—આ શું કહો છો? રામદાસ, લગનને માટે હું કમળાને ત્યાં ન મોકલું તે કેમ બને?

**રામદાસ**—રાણીજી આપ એવો યત્ન કરો કે કુમારી કમળા ત્યાં જવા ન પામે, આપ સિવાય તેમની રક્ષા કરે એવું બીજું કોઈ નથી.

**રાણી**—આ શું કહો છો? રામદાસ? સાફ સાફ કહો કે કોના તરફથી રક્ષા કરવી પડશે?

**રામદાસ**—રાણીજી જેના જુલ્મથી રક્ષા કરવાની છે તેનું નામ દેતાં આ હૃદયના ટુકડે ટુકડા થઈ જાય છે જ્યાં સુધી વાત છુપાવી શકયો ત્યાં સુધી વાત છુપાવી પણ જયારે ખડક રજ્જુ અગ્નિ કુંડ બધું તૈયાર છે ત્યારે નથી છુપાવી શકતો.

**રાણી**—રામદાસ, સર્વ ખુલાસાથી વાત કરો, કોઇપણ પ્રકારનો ભય ન ધરો, આજે બકરાઓનું બળીદાન આપવાનું છે તેની બધી તૈયારી મંદીરમાં થઈ હશે તેથી ડરવાનું કાંઇ કારણ નથી.

**રામદાસ**—નહીં નહીં રાણીજી આજે બકરાનું નહીં પણ કુમારી કમળાનું બળીદાન આપવાનું છે.

**રાણી**—કોણ કહે છે કે કમળાનું? મારી વહાલી કન્યા કમળાનું બળીદાન! (ઓહ)

**રામદાસ**—સાવધ સાવધ રાણીજી સાવધ થાઓ, જુઓ જુઓ સામેથી મહારાજ પોતેજ આ તરફ આવે છે, હું રજા લઉં છું.

લખમસીંહ—રાણી અહીં શું કરો છો ? કમળાને તેડવા માણુસ મોકલ્યું તે પણ ગણુકાર્યું નહીં ? હુકમનુંએ અપમાન કર્યું, કેમ જવાબ આપતાં નથી ? જવાબ આપો.

રાણી—એક પળનો પણ વિલંબ તમારાથી સહન થતો નથી ?

લખમસીંહ—વિલંબ ? વિલંબ શાનો ?

રાણી—શું એટલામાં લગનની તૈયારી થઇ ચૂકી ? સઘળી સામગ્રી તૈયાર કરી રહ્યા ?

લખમસીંહ—ભૈરવાચાર્યે તૈયાર છે, વિવાહની તૈયારી છે, મારે કરવાનું હું કરી ચૂકયો છું, યજ્ઞની પણ તૈયારી છે.

રાણી—સાથે યજ્ઞની પણ તૈયારી થઈ ચૂકી ? વારૂ એ યજ્ઞમા બળીદાન પણ આપવાનું હશે ?

લખમસીંહ—બળીદાન ! એ શા માટે પૂછો છો ? હા આજે બકરાનું બળીદાન તો આપવાનું છે કની ?

રાણી—બકરાનુંજ બળીદાન અપાશે, બીજું નહીં ?

લખમસીંહ—આ શું બોલો છો ? બીજું શાનું બળીદાન?

રાણી—કમળાનું.

લખમસીંહ—હેં ! કમળાનું બળીદાન ! તમને કોણે કહ્યું ?

રાણી—અરે ઓ કમળાના ક્રુર પિતા, તમે શું તેના પિતા છો ! અરે એક રસ્તાનું ભીખારી પણ ઘર ઘર ભટકી ભીખ માગી પોતાના બચ્ચાંનું પોષણ કરે છે તો તમે ભીખારીથી પણ ભુંડા છો. તમને મેવાડના મહારાણા કહેતાં શરમ આવે છે.

**લખમસીંહ**—હા, અભાગીઆ રામદાસ તેંજ બધી ખરાબી કરી લાગે છે.

**કમળા**—પિતાજી આપ ઉદાસ ન થાઓ, જો મારા બળીદાનથી આપનું તેમજ રાજ્યનું ભલું થતું હોય અને દેવી સંતુષ્ટ થતાં હોય તો હું ખુશીથી મરવા તૈયાર છું; પણ મારી માતાને દુભાવશો નહીં; તેનો હૃદય ભેદક કકળાટ મારાથી નથી ખમાતો.

**લખમસીંહ**—કુમારી, તારા વંશને તારે આ વખતે ઓળખાણ આપવાની છે. દેવતા નિર્દય થઇ મૃત્યુનો હુકમ આપે છે, તેમને બીન ધાસ્તીએ મૃત્યુને ભેટી તું શરમમાં નાખ, જે રજપૂતો તારા બળીદાનને માટે આટલા આતુર થઇ રહ્યા છે તેમને જણાવી આપ કે બાપા રાવળનું વીર રકત તારી નસોનસમાં વહે છે.

**રાણી**—કમોતે મરવા બાપા રાવળનું વીર રકત નસોમાં ફરતું નથી, પણ સામા ઘાએ લડવા રણક્ષેત્રમાં મરણીઆ થઇ પડવા, પોતાનું અમુલ્ય શિયળ જાળવવા, વીર રજપૂતોની તેમજ વીર રજપૂતાણીઓની વિજયી ગોમાં બાપા રાવળનું વીર રકત અહોનીશ વહ્યા કરે છે, માટે આ શુરી ક્ષત્રાણી પોતાની વીર કન્યાનું આમ કમોતે મોત થવા દેવાની નથી.

**લખમસીંહ**—રાણી મારો તીરસ્કાર કરવો નકામો છે, વિધાતાના લેખ મટવાના નથી, ભાગ્યની નદીમાં

પુર ચડી ચૂક્યું છે, હું રોકી શકતો નથી. અટકાવશો તો લશ્કર જોર જુલમથી લેઈ જશે.

રાણી—જોર જુલમથી લેઇ જશે? લશ્કર? કોનું લશ્કર? તમારૂં? તમારા લશ્કરનો અધિનાયક કોણ છે તેને મારી સામે તો લાવો, જોઉં એના લશ્કરની ગણત્રી તો કરૂં. આ ક્ષત્રાણીના શુરપુરથી ભરેલા રોમમાં જે જોસ ઝળકે છે તે જોસ જ્યાં સુધી હયાત છે ત્યાં સુધી તમારી તેમજ તમારા લશ્કરની તાકાત નથી કે રાજ્ય રાણીના હાથમાંથી તેનું અમુલ્ય રત્ન ખુંચી લે, ચાલ કમળા, આગળ થા. (રાણી અને કમળાનું એકદમ ચાલ્યા જવું.)

લખમસીંહ—કેવાં સિંહણનાં તીવ્ર વચન! કેવો હૃદય ભેદી નાંખે એવો કકળાટ! હું તો બાવરો બની ગયો છું. માતા ચતુર્ભુજા, નિર્દય આજ્ઞા આપી હૈયું કોમળ શા માટે રાખ્યું છે? હુકમ પળાવા ઇચ્છતા હો તો હૈયું ઉપાડી લો.

વિજયસીંહ—(આવીને) મહારાજનો જય થાઓ, મહારાજ રામદાસ મારફતે સાંભળવામાં આવ્યું છે કે આજે યજ્ઞ થનાર છે તેમાં રાજકુમારી કમળાનું બળીદાન આપવા ધારો છો?

લખમસીંહ—વિજયસીંહ, મારો સંકલ્પ, મારા મનનો ઠરાવ, હું બધી વખતે બધાને કહેતો ફરતો નથી.

વિજયસીંહ—રાણાજી, આપ જાણો છો કે આપની

કન્યામાં આપનું તથા આપના કુટુંબીઓનું હિત સમાએલું છે. આપને માટે મેં કેટલું કેટલું વેઠયું છે તે તમારા જાણુવામાં હશે અને નહીં જાણુતા હો તો હવે પછીથી જાણુશો.

લખમસીંહ—વિજય મને ડરાવતા નહીં, જાણો છો કે તમે કોની જોડે વાત કરો છો?

વિજયસીંહ—હા પોતાની કન્યાને કુહાડેથી કાપવાને તૈયાર થએલ મેવાડના મહારાણા જોડે.

લખમસીંહ—વિજય મારી કન્યાનું હું ગમે તેમ કરૂં તેમાં આડે આવવાનો તમને શું અધિકાર?

વિજયસીંહ—તે પણુ કહું: આપની કન્યા ઉપર આપનો અધિકાર છે તેથી વિશેષ અધિકાર આપવા આપે મને અગાઉથી જણુાવેલ છે તો તેના ભલા માટે આ મારો પ્રાણુ પણુ આપવો પડે તો તેની પણુ હું પરવા કરતો નથી, યવનથી જય મેળવવા કમળાનું બળીદાન? આ તમારી કઇ વિધાતાએ આવું નિર્દય કામ કરવા તમને ઉંધા પાટા બંધાવ્યા છે?

લખમસીંહ—બળીદાન દેવતા માગે છે, દેવતાનું વાંકુ બોલો છો? યવનથી લડાઇ તમેજ માગી હતી, જીત પણુ તમેજ ઇચ્છી હતી તો બળીદાન પણુ તમારે માટેજ અપાય છે.

વિજયસીંહ—દેવી કદાપી પણુ આવું ત્રાસદાયક બળીદાન માગેજ નહીં. જે દેવી આ બળીદાન માગે છે તેને

દેવી કહી શકતો નથી ને ખરી દેવી કેવી હોય તે જાણુવાની તમારામાં બીલકુલ શકતીજ નથી.

લખમસીંહ—શું મને દેવ નિંદક કહો છો? જાઓ તમારે ઘેર જાઓ, જે જે સંબંધે તમે મારી સાથે જોડાયા હતા તે બધા તોડી નાંખ્યા. તમારા જેવા મદદગાર મને પુષ્કળ મળશે, જાવ એકદમ મારી નજર આગળથી નીકળી જાઓ.

વિજયસીંહ—આપ કાયર છો, કૃતઘ્ન છો, લશ્કરના દાસ છો, સ્વદેશના પ્રાણુઘાતક છો, આપનો ભય હોવા છતાં પણ આજે હું ભય ધરતો નથી.

લખમસીંહ—જાવ જાવ એકદમ ચાલ્યા જાઓ, નહીં તો આ તલવારને તાબે થવું પડશે.

વિજયસીંહ—ધારશો નહીં કે આ વિજય આપની તલવારના ત્રાસથી ભય ધરે! હું જે દીવસે સ્વદેશ વિરૂદ્ધ વિશ્વાસઘાતીનું કામ કરીશ તે દિવસે નકકી દેશ આગળથી સજા મેળવીશ, પરંતુ તમે કોણ છો, તમારામાં તેમ કરવાની શકતીજ કયાં છે! જ્યાંસુધી આ તલવાર મારા હાથમાં છે ત્યાં સુધી તમે મને દાબ દેખાડી શકો તેમ નથી, તમે કાયર પુરૂષ છો તેથી તમે મારૂં બાહુબળ કેવી રીતે અનુભવી શકો? હા! મેવાડની સ્વતંત્રતા નાશ પામવા બેઠી છે. પણ જ્યાંસુધી આ વિજયના અંગમાં શુદ્ધ ક્ષત્રીનું પણ લોહી હરતું ફરતું રહેશે ત્યાં સુધી મેવાડનું અશુભ આ આંખે કદી જોઇ શકશે નહીં, અને પ્રિયતમા

કમળા તને પણ પાપીના હાથે પરલોકમાં જતાં જોઇ શકશે નહીં.

## ગાયન.

**લખમસીંહ-વિજયસીંહ—**

રાજવી શું વચન વદતા આપ અવિચારી બની
તાપકારી શાંતિ હારી (શું) ભ્રષ્ટ મતિ થઇ આપની
શું બોલરે નાદાન પલમાં માન તોડું તાહરૂં
તું તુચ્છ નર હું નરપતિ અપમાન કરશું માહરૂં
નાના નહિં હે નરપતિ નિરવંશ કરતા કુળના
છો કાળ રાહુ તુલ્ય આ રવિવંશ લાંછન ભૂલના
ચુપરે ચંડાલ નહિંતર કાલ તારો હું કરૂં
શસ્ત્રથી શિરછેદ કરીને પ્રાણ તારા સંહરૂ
સંહારતા આ વીરને સંહાર કન્યાનો કરો
થઇ રાજવી ચંડલ તમે કોમળ કુમારી સંહરો.

**લખમસીંહ**—કેવી મગરૂરી! હવે કમળાનું મોત નક્કી થઈ ચૂક્યું, કદાચ બળીદાન અટકાવું તો વિજયસીંહ તો એમજ ધારે કે એના ભયથી કુમારીને બચાવી, નહીં, નહીં તેમ તો કદી નહીં બને, અરે કોણ છે પહેરેદાર ?

**સુરદાસ**—નામદાર.

**લખમસીંહ**—રાણીને તથા કમળાને હાલને હાલ બોલાવી લાવ.

**સુરદાસ**—હુકમ.

**લખમસિંહ**—હું શું કરૂં છું ? વિજયસીંહની મગરૂરીની સજા મારી ભોળી કમળાને ! છાકટાની પેઠે પોતાના પગ ઉપરજ કુહાડો ! કમળાને તો બચાવવીજ, પણ વિજયસીંહનું અભિમાન તો તોડવુંજ, બસ એનો કમળાથી સદાને માટે વિયોગ એજ સજા બસ છે.

**રાણી**—મહારાજ અમને કેમ પાછાં તેડાવ્યાં ?

**લખમસીંહ**—તમારી કમળાને તમારે હવાલે કરવા, જુઓ રામદાસ, સુરદાસ વિગેરે તમારી જોડે આવે છે તેમને લેઇ આ નિર્દય સ્થાનમાંથી હમણાંને હમણાં નાશી જાઓ. હું બાનું કાઢી આજનો દિવસ અટકાવીશ.

**કમળા**—પિતાજી યજ્ઞ અટકાવવાથી અપમંગળ નહીં થાય ?

**રાણી**—ચાલ દીકરી ચાલ, તારે તેની શી ચીંતા કરવાની છે ?

**લખમસીંહ**—માતા ચતુર્ભુજા એમને છોડાવજો, પાછા લાવતા ના, હું તમને બીજું સારૂં બળીદાન આપીશ. જાઓ જલ્દી જાઓ.

**રણધીરસીંહ**—ખબરદાર !

(રણધીરસીંહ, ભૈરવાચાર્ય, સિપાઇઓ વિગેરેનું આવવું ને કમળાને અટકાવવું.)

**ટેબ્લો.**



# પ્રવેશ ૭ મો.

સ્થળ--રસ્તો.

પાત્ર--વિજયસીંહ, બેગમ, અને પાછળથી ફતેઉલ્લા.

ગાયન.

વિજયસીંહ--

થઇ આ શું ક્ષત્રી મતિ વિપરીત
સાહસ કરે વિના વિચાર
કોમળ કમળ સમહા કમળા શું
અગ્નિમાં બાળે પ્રજાળે હાહા
મળે કદી એથી વિજય શું
અરે આતે કેવી અધમતા
વિજય તો સર્વદા
ક્ષત્રી નરવીર ભુજબલમાં
સૂચવે આ દેશતણી નિરબળતા.

વિજયસીંહ—આહા! શો અધર્મ ? રાજ કન્યા કમળાનું "બળીદાન"! તેના નીરમળ રૂધીરનો યજ્ઞ. સુકોમળ કલ્પલતાને કાપી તેના રૂધીર રસવડે એરંડાને સીંચવા કયો અભાગી આશા કરશે. અરે એ સુરંગીત કમળ પુષ્પને તલવારથી કાપવા કયો દુરાત્મા ઇચ્છા કરશે, અરેરે રજપુતોની કેવી અંધશ્રદ્ધા! દેવીને સંતુષ્ટ કરવા કનકલતા જેવી કમળાનું બળીદાન અને તે આ વિજય-

સીંહ જીવતા ! વીજયસીંહ જો એમ થયું તો આ તારી વીજયી સમશેરને, તારા વીજયી નામને, અને તારા વીજયી જીવનને લાખો ધીક્કાર છે, કમળાના રૂધીરની તલસી ભવાનીને કમળાનો ભોગ આપતાં પહેલાં હું મારી આ પ્રચંડ ચંડીને ભુખી ભવાનીને સાક્ષાત સજીવન શકતીને હજારો દીર્ઘ દાઢીવાળા દાનવી ખોકડાઓનો ભોગ આપીશ. પરન્તુ જ્યાં સુધી આ વિજયના પ્રાણમાં પ્રાણ છે ત્યાં સુધી રાજબાળા કમળાનો એક વાળ પણ વાંકો થવા દેનાર નથી, અરે પણ સામેથી આ ઉશકેરાએલી હાલતમાં કોણ આવે છે ! બેગમ ! કેદ કરી આણેલી બેગમ. કયા કારણથી ઉસકેરાઈ છે તે છુપાઇ રહી સાંભળવા દે.

## ગાયન.

બેગમ —

જાલીમ જલ્લાદ કૈસા બેદાદ એસા ઉસ્તાદ
બડા આજાદ કીયા બરબાદ—
પ્યાર પ્યારસે ખ્વાર કીતને ઝાર લાચાર કીતને
ફીરતે હય બેચારે મારે હોકર આવારે સારે તોબા તોબા પુકારે
પ્યાર કેહે બીમાર કીતને ઇસ્કમે લાચાર કીતને
માશુકપે તન મન વારે ફીરતે હય લાખોં બિચારે
હરદમ દીલમે દીલદાર
કઠીન પ્રીતકી રીત હય, કોઇ ન દીજો દીલ;
મરના જગમે જાન લે, ખાકમે જાયગા મીલ

[બે]ગમ—

અજબ હય જોશ આજ મેરે દીલકે મીનેસે
કેતીશના લબ નહિ પાતેહય વાર પીનેસે
ખજાના અયશકા લુટા મેરે દશીનેસે
[ઐ]સી ક્યસી ચોટ લગી હાય મેરે સીનેસે
લગાય દીલકોં અફસોસ મય કીસ કમીનેસે
ઇલાહી મ્હોત દે ગુજરી મય અયસે જીનેસે.

અફસોસ ! જો હમપર મુદતો તન [મ]ન વારા અબ વોહોજાય ગયરોકો પ્યારા, જુદા કરૂં ઇશ્ક દીલસે કયું કર કેઇસકો કીસ નાજસે હય પાલા. જીગરકે ટુકડે ખીલાખીલા કર લહુ બદનકા પીલા પીલા કર મગર અય જાલીમ મેરી મહોબત જરાભી તેરે ધ્યાંન ન આઇ, આખર હો ગયાના બેવફાઈ, પર કયા સુઝાયકા હય બસ અબ કોઇ અયસી તજવીજ ઇ[જા]ર કરૂં કે મુફલીસ તુજકો જડ દુનીયાસે બરબાદ કરૂં.

વિજયસીંહ—(સ્વ.) હેં મુફલીસ કોણ ! સબુર જીવ શાંન્તીથી સાંભળ.

બેગમ—અબ તીર કબાંનસે ઇસ તરાહ છુટે કે સાપ મરે ન લાઠી તુટે યાને વીજયસીંહકો કુલ હાલસે વાકેફ કરતી હું. ઉસકી હાથો તુજે બેછુરી હલાલ કરતી હું.

વિજયસીંહ—(સ્વ.)જરૂર આમાં કાંઇ જબરો ગોટાળો જણાય છે. હૃદય ધીરજ ધર, શાંતતાથી સાંભળ્યા કર.

[બે]ગમ—બસ અબ મુજકો મંજુર હે, વિજયસીંહકી પાસ

જાના ઔર કુલ હાલ મુફસ્સીલ સુનાના.

**વિજયસીંહ**—(પ્ર.)કોણ? કોણુ? બેગમ? તમે અહીં ક્યાંથી?

**બેગમ**—આપની પાસેજ આવતી હતી, સારૂં થયું કે આપ તે અહીંજ મળી ગયા.

**વિજયસીંહ**—કહો કહો શું છે? તમને અહીં કાંઇ દુ:ખ છે?

**બેગમ**—કુમાર, મારા દુ:ખને તો હું કાંઇ હીસાબમાં ગણુતી નથી. પરંતુ નિર્દોષ પ્રાણીના દુ:ખે દુ:ખી છું.

**વિજયસીંહ**—હેં! નિર્દોષ પ્રાણી તે કોણ? (સ્વ) શું કમળાના સંબંધમાં તો કંઇ કહેવા નહીં માગતી હોય!

**બેગમ**—રાજકુમાર, મેં સાંભળ્યું છે કે દેવીને મંદીરે રાણાજી દરબાર ભરનાર છે, ને ત્યાં ચતુર્ભુજા દેવી આશીર્વાદ આપનાર છે.

**વિજયસીંહ**—હશે તેની સાથે તમારે શું સંબંધ છે?

**બેગમ**—તમે મારૂં કહેવું ખરૂં માનશો?

**વિજયસીંહ**—અલબત માનવા જેવું હશે તો જરૂર માનીશ.

**બેગમ**—રાજકુમાર, તમારા રજપૂત મંડળને ભમાવી કુસંપ કરાવવા અવળે રસ્તે ચઢાવી જે પુજારીનો ડોળ ઘાલી તમને ઠગે છે તો તે ઠગાઇમાંથી ભોળા અને ભલા રજપૂતો ચેતો નહીં તો મહા અધર્મ થશે, નાહક નિર્દોષ કુમારીકાનો પ્રાણુ જશે.

**વિજયસીંહ**—અરે આ તમે શું કહો છો?

બેગમ--સાચુંજ કહું છું મારા કહેવા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખતા હો તો આ પુરોહિત થઈ પડેલો પુજારી શી જાતનો છે તેની ખાતરી કરો.

વિજયસીંહ--હેં પુજારીની જાતમાં ખાંપણ એવું કદી બનેજ નહીં.

બેગમ--ખરેખર બનેલુંજ છે, મારા વચન પર વિશ્વાસ રાખીને દેવીને મંદીરે જઇ જુઓ.

વિજયસીંહ--વારૂ તેની શી જાત છે ?

બેગમ--જાત મુસલમાન છે, નામ મુફલીસખાં, રહેનાર દીલ્લીનો, રાજ્યમાં થએલ ગુનાહની માફી બદલ રજપૂત મંડળમાં કુસંપ કરાવવા સંકેત, વિજયસિંહનો પ્રેમ કમળાપર છે માટે તેનું બલીદાન, વિજયસીંહની આશા ફોક કરવી એ આ હેતુનું મંડાણ છે.

વિજયસીંહ--હેં !

બેગમ--હા રાજવંશીઓને ત્યાં તેમજ મોટા મોટા શ્રીમંતોને ત્યાં આવાજ આંબા રોપાય છે પરંતુ ફળ તેનાં કડવાં ઝેર પેદા થાય છે.

વિજયસીંહ--પુજારી ધર્મ ભ્રષ્ટ મુસલમાન? ના ના એટલો બધો અધર્મ તો નજ હોય.

બેગમ--વિજયસીંહ આટલું આટલું કહેતાં પણ ખાત્રી ન થતી હોય તો જો આ સામેથી માણસ આવે છે તે કોણ છે અને ક્યાં જાય છે તે પૂછી જોઇ ખાત્રી કરો.

**વિજયસીંહ**—વારૂ ઠીક છે.

**ફતેઉલ્લા**—હવે હિંદુઓના ભાર શા છે, આ ગામ મૂક્યા પછી પેલાં ઝાડ જણાય છે તે દીલ્લી હવે, ઘડીમાં વીસ ગાઉ ચાલું એટલું બધું મારામાં જોર આવ્યું છે. છટ છટ હવે ચાચાજીની વાત કોણ સાંભળે ?

**વિજયસીંહ**—(સ્વ.)જરૂર આ કોઈ દુશ્મનનો બાતમીદાર છે.

**ફતેઉલ્લા**—અરે હવે રજપૂતડા મારી વાંસે આવશે તો એક લપડાકે પાર, હું બાદશાહની જાતનો મને ડર શાનો ?

**વિજયસીંહ**—ખરેખર, આ તો મુસલમાન. બોલ હરામખોર તું કોણ છે ?

**ફતેઉલ્લા**—હાય હાય અલ્લા, મુઓરે મારા બાપ.

**વિજયસીંહ**—સાચું બોલ તું કોણ છે ?

**ફતેઉલ્લા**--કહું છું બાબા કહું છું મને મારતા ના, હું મુસાફર માણસ છું.

**વિજયસીંહ**—કેમરે તું મુસલમાન છે કે ?

**ફતેઉલ્લા**--અલ્લાના સોગન હું મુસલમાન નથી. હું હિંદુ છું, તમારો જાત ભાઇ છું.

**વિજયસીંહ**— અલ્લાના સોગનવાળો અમારો જાત ભાઇ? અલ્યા એ કિયા ધર્મની સગાઇ ?

**ફતેઉલ્લા**—આર્યા ધર્મની સગાઇ, બાબા આર્યાધર્મની સગાઇ.

**વિજયસીંહ**—સાચું બોલ બેવકુફ, તું શું ધંધો કરે છે ?

**ફતેઉલ્લા**—હું બામન પુજારી મસીદમાં, અરે નહીં નહીં મંદીરમાં ઘંટ વગાડું છું.

વિજયસીંહ—અલ્યા આતો મસીદીઓ બ્રાહ્મણ, અલ્યા જોઉં તારી જનોઈ.

ફતેઉલ્લા—હેં ચાચાજી ! ચાચાજી ! ( એમ કરીને બેસી જાય છે ).

વિજયસીંહ—અરે આ કાગળ શું છે ?

ફતેઉલ્લા—હેં હેં...ચાચાજી ચાચાજી.

વિજયસીંહ—ચુપ. ( કાગળ વાંચે છે )

મુશીદાબાદ શહેરીઆર આલીતબાર શહેનશાહે હિંદ દીલ્લીપતિ શાહ અલ્લાઉદીન કો બાદ દૌઆસલામ કે વાજેહો કે ગુલામનાકામ અપની મુરાદ બફ જલેરબ પાચુકા હય, ઓર, હિંદુઓકો ખુબ લડા ચુકા હય, અબ આપ ફોરન ચિતોડપે ચડાઇ કીજીએ, ફતેહકા ડંકા દીજીએ. ઇસ ખતકે દેખતેહી સીતાબીસે આના, રીદવીકો ભુલ ન જાના.

લી.

મુફલીસખાન ઉર્ફે
હિંદુઓકા ભૈરવાચાર્ય.

વિજયસીંહ—સમજ્યો, સમજયો, સાફ સમજ્યો, અરે કોઇ હાજર ?

સિપાઈ—મહારાજ,

વિજયસીંહ—આ બદમાસને બાંધી દેવીને મંદીરે લેઇ ચાલો, માફ કરજો બેગમ તમે આજે રજપૂતનું નાક

રાખ્યું છે, ચાલો તમે મારી સાથે ચાલો જલદી જઇ કુમારીનો બચાવ કરીએ અને પાપી પ્રપંચી પુજારીને ઠાર કરીએ.

ગાયન.

વિજયસીંહ--

લલિત લલના બાળ વયમાં યજ્ઞમાં હોમાયશું
કદળી કુમળી શસ્ત્ર ઘાતે હાયરે છુંદાય શું
કનકવેલી વજ્ર પાતે રાખ બળીને થાય શું
આવી અચાનક બાળ હરિણી સિંહ કેરા ગ્રાસમાં
પાપી પ્રપંચી ક્રુર હિંસક પારધીના પાસમાં
શીઘ્ર હું જઇને બચાવું પાપીને તત્કાળ મારૂં
જુલ્મ આ સહેવાય શું—

---

## પ્રવેશ ૮ મો.

સ્થળ—મંદિર.

પાત્ર--ભૈરવાચાર્ય, લખમસીંહ, રણધીર, કમળા, અને પાછળથી વિજયસીંહ.

**ભૈરવા**—લે ભોગ હે ભગવતિ વીર કન્યકાનો.

... ... ... ... ...

મહારાજ બળીદાનનો વખત થયો છે રજા આપો.

**લખમસીંહ**—મને પૂછો કે દીવાલને પૂછો, આ લોહીના તરસ્યા રણધીરને પૂછો, આ છકેલ લશ્કરને પૂછો.

રણધીર—રાણાજી દેવની સામે લડવું ફોગટ છે.

ભૈરવા—મહારાજ મંગળ ઘડી જતી રહે છે. જલદી હુકમ આપો.

કમળા—પિતાશ્રી આજ્ઞા આપો, આજથી આપ મારી મુખશ્રી ભુલી જજો, હું વીર કુળમાં જન્મી છું, જેનાથી વીર કુળનું માન કાયમ રહે છે, દેશની ઉન્નતી થાય છે, માતા ચતુર્ભુજા શાન્ત થાય છે એથી વધારે શું જોઇએ છીએ, ખુશાથી વિદાયગીરી આપો.

લખમસીંહ—નહીં, નહીં, હું તને કોઈ રીતે વિદાય કરી શકવાનો નથી, હું તારો લાયક પિતા તો નથી, પણ મારૂં હૈયું તદ્દન વજ્ર બનેલું નથી, રણધીર, આ નિર્દય કામમાં મારો મત નથી, મારી રજા પણ નથી, મારૂં રાજ્ય ભલે જાય, યવનોનો જય ભલે થાય, દેવતાનું અપમાન ભલે સમજાય પણ કમળા મારી પુત્રી કમળા તારૂં બળીદાન કદાપી આપનાર નથી તે નથી જ.

ભૈરવા—મહાશય મહારાજનો હુકમ સાંભળ્યો ? હવે શું કરવું કહો જોઉં ?

રણધીર—રાણાજી બાપા રાવળના વંશમાં આવી વાત ઘટતી નથી, આવું બોલવું શોભતું નથી.

કમળા—માતા ચતુર્ભુજા! મારા મૃત્યુથી મેવાડ ભુમીનું ભલું થતું હોય, આપની ક્ષુધા શાંત થતી હોય, તો હું ખુશીની સાથે મરવા તૈયાર છું; પિતાજી મેં આપની પાસેથી યોગ્ય શિક્ષણ મેળવ્યું છે. માતા ચતુર્ભુજાને યાદ કરો,

માતૃભુમીનો વિચાર કરો, મેવાડમાં એવું એક પણ માણસ નથી કે પોતાની જન્મભુમીનું ભુંડું ઇચ્છે? મારે માટે સુખ અને શાંતિ સ્વર્ગમાં તૈયાર છે.

રણધીર—ધન્ય વીરાંગના ધન્ય છે, આચાર્યજી ત્યારે કરો તૈયારી.

લખમસીંહ—નહીં, દીકરી નહીં, તારી વાત નહીં સાંભળું, ભૈરવાચાર્યજી આપ ઉઠો, એકદમ ઉઠો, સામગ્રી ફેંકી દ્યો, રણધીર લશ્કર લેઇ હમણાંને હમણાં ચાલ્યો જા, મારા ઉપર તારી હકુમત કેવી? જાણે છે કે હું રાજા છું.

રણધીર—રાજા દેશના સ્વાર્થ તરફ નજર રાખે ત્યાં સુધીજ રાજા રાજાના નામને લાયક છે, રસ હોય ત્યાં સુધીજ કેરી, રસ ગયે ગોટલા છોતરાં.

કમળા—પિતાજી આપનું અપમાન હું સહન કરી શકતી નથી. ખુશીથી આજ્ઞા આપો.

લખમસીંહ—નહીં બેન નહીં, લોકો મને ગમે તે બોલે, તારૂં મૃત્યુ મારાથી નહીં જોવાય, તારા સુકોમળ શરીર ઉપર પુષ્પનો માર સહન થતો નથી તો ભયંકર કોહાડાનો માર શી રીતે સહન થશે. એ ભૈરવાચાર્ય જતા રહો જતા રહો મારે કોઇની દરકાર નથી.

રણધીર—મહારાજ આ શું રાણાની પ્રતિજ્ઞા કહેવાય? રજપૂતપણાનો આવો જ ટેક? આ શું આપનો સ્વદેશ પ્રેમ? આવી જ આપની દેશભક્તિ કે આવું કામ કરીને સૂર્યવંશી રાજા રામચંદ્રજીના વંશની ઓળખાણ

આપશો ? અને તે વળી ચતુર્ભુજા દેવીના મંદીરમાં અને તેમની સામે ઉભા રહી તેમનું અપમાન કરવાની હિંમત કરશો ?

**લખમસીંહ**—દેવીનું અપમાન, નહીં રણધીર મારાથી નહીં થાય, તારે જે કરવું હોય તે સુખેથી કર હું જાઉં છું.

**ભૈરવા**—મહારાજ આપથી ન જવાય, આપ જાઓ તો ઉત્સર્ગ કોણ કરે ?

**લખમસીંહ**—મને મહેરબાની કરી ક્ષમા કરો, આ નિર્દય દેખાવ હું જોઈ શકતો નથી.

**રણધીર**—જો જોવાથી ડરતા હોતો તેનો ઉપાય કરીએ.

**ભૈરવા**—હા આંખે પાટા બાંધો.

**લખમસીંહ**—તમારી ધ્યાન પહોંચે તેમ કરો. મારી જાતનો પણ હું માલીક નથી, તમે જેમ કહેશો તેમ કરીશ. બાંધો આંખે પાટા બાંધો ( બાંધે છે ) રણધીર, મારૂં શરીર બેભાન થતું જાય છે.

**રણધીર**—આપનો હાથ ઝાલું, મારા ખભા ઉપર હાથ મુકો. આચાર્યજી ટુંકામાં જ પતાવી દ્યો,

**ભૈરવા**—ફીકર નહીં હાલ પતાવી દઉં છું. ( શ્લોક ) બહેન અધીરા થતા ના.

**કમળા**—આહ ! વીરરત્ન વિજય, આજે મારી પ્રતિમા વિસર્જન થાય છે, પણ આપની પ્રતિમા વીસારી શકાતી નથી, અંતકરણમાં તમારૂં જે ચિત્ર ચિત્રાયું છે તે

ખસેડયું ખસતું જ નથી. અહા ! વિજય, વિજય, આ દુનીઆમાંથી સદાને માટે જાઉં છું તમે સુખી થજો.

ભેરવા—દેવીનું નામ દઇ પગે લાગો, રોશો નહીં હો બહેન.

લખમસાંહુ—આવું નિર્દય કામ કરતા નહીં, નિર્દય સખુર મને છોડી દે, રણધીર છોડી દે, હું વિનંતી કરૂં છું કે મને છોડી દે.

ભેરવા—મહારાજ અધીરા થતા નહીં, બહેન ઇષ્ટ દેવનું સ્મરણ કરી લ્યો.

કમળા—હે પ્રસન્નમયી જનની તમારૂં પ્રસન્ન મુખ જોઈ સર્વ ભુલી જઇશ, કમળાને ખોળે લ્યો, તમારા ચરણ પરજ મને માત્ર એક ભરૂસો છે, આશ્રયદાયીની તમારા ચરણકમળનો જ મને આશ્રય છે. કમળા સર્વ ભુલી જા, ઓહ ! વિજય તમારી મુખ છબી ભુલાતી નથી, પણ જન્મભુમીની પીઠપર કલંક એ મારાથી સહન થતું નથી. સ્વદેશના ઉદ્ધાર માટે પ્રાણ આપતાં કાયરપણું દર્શાવવું ક્ષત્રી ધર્મથી વીરૂદ્ધ છે.

ગાયન.

કમળા—

તન અરપણ કરૂં તુલજા માઇ
તું તરશી છો તરશુ રૂધીરની
લેને જીવરે જોગીણી ઝટ લઇ

દુષ્ટ દયાહીંણુ નિર્દય દેવી
શું આમ તું રાંક રીબાવે રહી રહી--
વીર વિજય વિણુ વિકળ વિયોગી
આ બાળીને કાળી સંહાર ઝટ લઇ--

**વિજયસીંહ**—સમ્મુર! પાપી સમ્મુર!

**લખમસીંહ**--આ કયા દેવની વાણી? શું મારી કમળા બચી?

**વિજયસીંહ**--ક્યાં છે પેલો પાપી નિર્દોષ બાળાનું બળીદાન આપનાર ચંડાળ ભૈરવાચાર્ય?

**ભૈરવા**--માર્યા, કાંઠે આવેલું વહાણ ડુબ્યું. માર્યા જઇશું, શો ઉપાય (પ્ર) આમાં મારો દોષ નથી, દેવતાના હુકમ સામે મારાથી કેમ થવાય?

**વિજયસીંહ**--દેવતાના હુકમની સામે કેમ થવાય! સીપાઇ પકડો પાપી પુજારીને, કુમારી કમળા તૂમે એક બાજુ ઉભા રહો.

**રણધીરસીંહ**--વિજયસીંહ, તું જો એક ડગલું પણ આગળ વધ્યો તો આ તલવારથીજ તને સજા આપીશ.

**વિજયસીંહ**--સજા! વિજયસીંહને દુનીઆમાં કોણુ સજા આપનાર છે! જો ન્યાય અન્યાયનો ઇન્સાફ કરવા ઇચ્છા હોય તો આવી જા સામે.

**રણધીરસીંહ**--આવી જા ત્યારે.

**લખમસીંહ**--કોણ વિજયસીંહ ?

**વિજયસીંહ**--હા, મહારાજ આપનો દાસ.

**લખમસીંહ**--ત્યારે તો નક્કીજ મારી કમળા બચી, આંખનો પાટો છોડ, કમળાને બચાવનાર દેવના દર્શન કરૂં.

**વિજયસીંહ**--બોલ પાપી, કોનું બલીદાન આપવું છે? બોલ તું હરામી કોણ જાતનો છે?

**ભૈરવા**--હેં મહારાજ!

**લખમસીંહ**--બધું જાદુ કપટ જેવું આ ભેદ કોણ ભાગે!

**વિજયસીંહ**--રાણાજી, આ પાપી પુજારી ભૈરવાચાર્ય

બ્રાહ્મણ નથી પણ મુસલમાન મ્લેચ્છ જાતીનો છે.

**બધા**--હેં!

**વિજયસીંહ**--રજપૂતોમાં કુસંપ કરાવી બાદશાહની મહેરબાની મેળવનાર નીચ ગુલામ છે, જુઓ આ બાદશાહનો કાગળ.

**રણધીરસીંહ**--અરે આવું તરકટ! વિજયસીંહ, મેં હથીયાર છોડયા.

**વિજયસીંહ**--કંઇ નહીં મીત્ર રણધીર તમારો હેતુ ઉમદા હતો, બોલો રાણાજી આ ધર્મભ્રષ્ટ ભૈરવાચાર્યનું હવે શું કરવું ?

**લખમસીંહ**--અરે એ પાપી પુજારીનું તો માથું કાપી આ પત્ર લખનાર પાદશાહને ભેટ દાખલ મોકલાવો અને

ખાડો ખોદે છે તેજ તેમાં પડે છે " તેવું કહેણ કહેવરાવો.

**મેરવા**—ઓ કમજાત બેવફા બેગમ, આ સર્વ તારૂંજ કામ છે, અફસોસ ! મારૂં તો હવે આવી બન્યું છે, પણ તું તો તારી બેવફાઇનો બદલો લે.

**વિજયસીંહ**—ખબડદાર, પકડો ખૂનીને.

**લખમસીંહ**—તે પાપીનું માથું કાપી લ્યો.

**રણધીર**—તેના પાપી ધડને અગ્નિ કુંડમાં હોમી દ્યો.





# અંક ૩ જો.

---

## પ્રવેશ ૧ લો.

---

સ્થળ—અલ્લાઉદીનની કચેરી.

પાત્ર—બાદશાહ, વજીર, સરદાર, અને પાછળથી ફતેઉલ્લા.

**ચોપદાર**—અય અહલે દરબાર અદબસે દસ્ત બસ્તા હો જાવ, ખુદાવિંદ શહેનશાહે હિંદ આલીજા આલમપનાહ ફલક બારગાહ તશરીફ લાતે હેં, તાંસપર રૌનક ફરમાતે હેં મુલાઝેસેં ખડે હો જાઓ, આંખે ઉઠાઓ સર ઝુકાવ.

### ગાયન.

**દરબારીઓ**—

રખે દાવર દાદાર રાજ સરતાજ
તેરા નુરાની ઓદાની ગ્યાની સુલતાની તેરી હમપે મહેરબાની
તુંહી સરતાજ હય હમ મહોતાજ હય
રાજતાજ તેરા કાયમ આલમમેં હે તેરા શોહ રાજાહો
અશમત દુની શૌકત રખેપરવર લાજ આજ તેરી હો સુબહાન

**બાદશાહ**—અય અરાકીને સલતનત હવા ખ્વાહાને, દૌલત ખાલકે આલમે બાલા, હમ્દ સનાકે સજા વાર હે જો હર જુઝકો કુલકા પરવરદીગાર હે. જીસને

અપને નયરંગી કુદરતકી ગુલકારીસે તખ્તે ચમનપર રંગારંગ ગુલ ખીલાયા, પ્યારે પ્યારે ફુલોંપર બુલબુલ; લકો દીવાના બનાયા, સર્વે ચમનકો સેહીકા મત કીયા કુમરીકે દીલમેં ઇશ્ક દીયા, બસ ઉસે હય જેસાહેબખલીકી નામ આલમને હય જીસકા બાગ બાનેહકીકી ઔર બડી ખુબી તો યે હય કે ફરશે જમીનપર જુદા ગાના સુરતસે ઇન્શાનકો પયદા કીયા અપની નયરંગી કુદરતકો હો વયદા કીયા.

વજીર—રબકી તાઇદ હય ઇમાકે તરફ દારોંકો ગુલ બના દેતા હય સબ્રાએ જહાં ખારોંકો, રંજ આખીરકો ખુદા દેતા હય ખુંખારોકો, મુખુલે રહેનેકા બાજાર હય સુફારોંકો, અય શહેનશાહે, જમા દુનીયા ઇંતેહા-નકા બાજાર હય અગર શચ્ચા નીકલ ગયા તો બેડા પાર હય, [illegible] ફિનાર હય, ઔર જીસકો ચહાતા હય ઉસીકો મુશીબત દીખાતા હય, સુનીએ જહાંપનાહ ઇશ શેરકા મજમુન—

દાગ દેતા હય ઉસીકો ભેદ દેતા હય જીસે
તરજ્જુમાને હકથી મુસાકી જ.બાને સોખતા.

બાદશાહ—વાહ અય મેરે ગુલશને વીજારતકે શગુફતાગુલ, મેરે સાગરે મુસુરતકે ઝલકતે હુવે મુલ, તુમ્હારી ક્યા પુરસવાબ તકરીર હય કે જીસ્સે ઇબરત દામન ગીર હય, મગર ઇન્તે જામે સલતનતમેં કીસકદર જેહા-નત ફરમાતે હો કયસા ઇંન્તેજામ પાતે હો.

વજીર—હુજુરકો અદલકા ડંકા ચોફેર હય, ચોટોંપે ઘેર હય, બકરી શેર હય, રઇયત શાદ હય, દુશ્મન બરબાદ હય.

**બાદશાહ**—મયેં ઇસ તુમ્હારી ખુશ ખબરીસેં બ્હોત ખુશ હુવા, મગર મુફ્લીસખાન ઔર હિંદુઓંકે ભૈરવાચારી જો આજકલ ચિત્તોડકે મંદર કે અંદર હય પુજારી, કુચ્છ ઉસ્કીભી તુમ્હેં ખબર હય? ઉસ્કી કારવાઇ લોગોંકે દીલપર અસર હય?

**વજીર**—હુજુર ફીદવીકોભી ઇસી બાતકા ઇન્તેજાર હય, અગર ઉસ કારવાઇમેં વ્હો ફતેહમંદ હુવા તો ફીર બેડા પાર હય.

**બાદશાહ**—મગર યહાં ઇસ તરાએ દીલકો કરાર નહીં, યે તીર વ્હો હય કે જીગર કે પાર નહીં, અભી અભી ફોજ સજી સજાઈ હો, એકાએક ચીતોડપર ચડાઇ હો.

**વજીર**—જહાંપનાહ ફીદવીકી અર્જ હય કે થોડા વખ્ત સબ્ર કરના ફર્જ હય, આજ કલમેં જવાબ આનેકા ઇકરાર હય, અપના મતલબ બરાર હય, સુનનેમેં આયા હય કે વ્હો વહેમી હિંદુઓમેં ઝગડા કરા ચુકા હય, રણધીર ઔર બીજયસીંહકો ખૂબ લડા ચુકા હય, કે જીનકી ઇમદાદસે પેશતર ચિત્તોડ બચ ગયાથા.

**બાદશાહ**—કયા ઉનકી ઇમદાદસેં બચા? નહિં નહિં મય ખુદ ઉસ તરફ રજુ ન હુવા વર્ના ઉસી વખ્ત જલાકે ખાખ કરતા.

**સરદાર**—હુજુરકા કહેના રાસ્ત હય, આપ જો ચ્હાતે દમમેં ફીઆર કરતે, ખુવાર કરતે, ઉસ બેચારે ભોલે રજપૂતોંકી કયા બીસાત હય?

**૧ દરબારી**—જીહાં હુજુરને રહેમકી નીગાહ કીયા, જો

ઉસવખ્ત રજપૂતોકો છોડ દીયા, નહીં તો વ્હો બેચારે અક્કલકે મારે ક્રરતેહી ક્યા!

**૨ દરબારી**—અજી જીનાબ હુજુર કે ખોફસે શેર બી કાંપતા હય તો રજપૂત ક્યા બલા હય?

**ચોપદાર**—ખલકપનાહ ફલક બારગા ચિત્તોડકે દેવલમેંસે કોઇ કાસીદ આયા હય, વો અંદર આનેકી ઇજાજત ચહાતા હય.

**બાદશાહ**—ક્યા ચિત્તોડસે? અચ્છા આને દો.

(ફતેઉલ્લાનું દાખલ થવું.)

**બાદશાહ**—ક્યું ક્યા હાલ હય? ક્યા સવાલ હય?

(ફતેઉલ્લાનું કાંપવું.)

**બાદશાહ**—અરે ક્યું કાંપતા હય? ક્યું હાંફતા હય? ક્યા હય?

**ફતેઉલ્લા**—એ એ એ ઝાંપડા—

**સરદાર**—અબે બેવકુફ જહાંપનાહ કહો.

**બાદશાહ**—જાને દો જેસા બોલે વયસા બોલને દો, અચ્છા એ ક્યા લાયા હય, કીસ્ને દીયા હય?

**ફતેઉલ્લા**—ચાચાજી, ચાચાજી,........

**બાદશાહ**—ચાચાજી કૌન?

**ફતેઉલ્લા**—અયે ઝાંપડા.--

**સરદાર**—અબે ચૂપ બેવકુફ, ચોપદાર દેખો ઈસ્કે પાસ ક્યા હય?

( ચોપદાર થાળ ઉપરથી કપડું લઇ લે છે મુફલીસખાનનું માથું નજરે પડે છે )

**સરદાર**—યેતો મુફલીસખાનકા સર હય!

**બાદશાહ**—હેં! મુફલીસખાનકે શરકી સોગાત?

ઊફરે જલ્લાદ સીતમ કયા કીયા મારા અફસોસ,
મુફલીસકા સર કીસ જાલીમને ઉતારા અફસોસ,
ગુમ કીયા મેરી સલતનતકા સીતારા અફસોસ,
ખોફ દીલમે ન કુચ્છ આયા હમારા અફસોસ
હો સેતાન કહીં મુજપેભી હો સકતે હો ગાલીબ
કયું જાન ખોને કો હુવે હો ભલા મોતકે તાલીબ
લડનેકી કબ હયે તુમ મેં ભલા તાબ મેરેસેં
થરરા ગયે હેં રૂસ્તમો સોહોરાબ મેરેસેં
દહેશતનસે મેરે સાતો ફલક કાંપ રહે હયેં
ગુસ્સેસેં મેરે સારે મુલક કાંપ રહે હયેં
જહનમમેં હય જાના તુમ્હે મંજુર અયે નાપાક
કરતા હું સબ ચિત્તોડ જલા કર અભી મયેં ખાક.

અય મગરૂરો, યાદ રખના કે મુફલીસકા એક સર કે એવજ લાખો રજપૂતોંકા સર ઇસ સમશીરસેં ઉડાઉંગા, ખૂનકા દરિયા બહાઉંગા, ઓર ઉસ દરીઆમેં રજપૂતોંકી લાશોંકી કીસ્તી ફીરાઉંગા, બસ અભી સારે ચિત્તોડકો જલાકે ખાકમેં મીલાતા હું, અય પદમનીકો અપને કબજેમેં લાતા હું.

બહાવું ખુનકા દરીયા યે હય સમશીર મેરે હાથ,
કતલ અયસી ચલાવું કે બનાવું ભૌરકી ભી રાત.

અયે મેરે બહાદુર સરદાર સાલારજંગ, ફોરન ફોજ સજી સજાઈ હો, એકાએક ચિત્તોડપર ચડાઈ હો, ઇતને લસ્કરી સીપાઈ હો, જૈસે બાદલપર કાળી ઘટા છાઇ હો, જલ્દ લસ્કરે જરરાર તૈયાર હો, હસદે ફોજ ખૂબ હો, સબ હથીઆર હો, મયે પીછેસેં જંગી લસ્કર લીયાતા હું, ચિત્તોડકે ખાકમેં મીલાતા હું, ફત્તેહકા ડંકા બજાતા હું.

**સરદાર**—બહોત ખૂબ ફરમાને શાહી બજાલાતા હું, ફોજકી તૈયારી કર ચિત્તોડ તરફ જાતા હું. (સરદારનું જવું.)

**કાજી**—અચ્છા અબ કોઇ ખુશીકા તરાના હો કે જીસે શાહકા રંજ રવાના હો.

---

# પ્રવેશ ૨ જો.

---

**સ્થળ**--ચિતોડની સરહદ.

**પાત્ર**--સરદાર, સીપાઈ.

**સરદાર**—બસ અબ બાદશાહકે ગુસ્સેકા જોશ બડ ગયા હે વો રૂકનેવાલા નહીં, સમંદરકી લહેરકો કોન રોક શકતા હય, શેરકો શીકારકે પીછે દોડે હુએ કોન રોક શકતા હય, વયસેહી અલ્લાઉદ્દીન ખીલજીકો જંગકે

મેદાનસે કોન ફીરા શકતા હય, બસ અબ શાહકે ફરમાન બ મુજબ યે રૂક્કા ભીમસીંહકો ભેજતા હું. અરે કોઈ હાજર ?

**સીપાઈ**—નામદાર.

**સરદાર**—લો યે રૂક્કા લેકે ચિત્તોડકો જાઓ, રાજા ભીમસીંહકો પહોંચાવ, જલ્દ જવાબ લેકે વાપસ આવ.

**સીપાઈ**—બહોત ખૂબ જાતા હું, હુકમે આલી બજા લાતા હું.

**સરદાર**—બસ રૂક્કા રવાના હો ચુકા, જો માનેગા તો બગેર વર્ના—

( શેર. )

કરતા હું સબ રજપૂતકો દોજખમેં રવાના
વાપસ હમે ફીર આકે વહાંસે તુમ ડરાના
મંજુર સબ ચિત્તોડકો મીટ્ટીમેં મીલાના
સર સબ્જ જો હય બાગ વો કરતા હું વિરાના.

બસ—

(શેર )

મહેલપર મકડી કે જાલે રહે
એવજ નગમેં કે આહ નાલે રહે.



# પ્રવેશ ૩ જો.

---

**સ્થળ**--ભીમસીંહનો મહેલ.

**પાત્ર**--કમળા, પદ્મિની, ભીમસીંહ, પાછળથી સીપાઇ.

**ગાયન.**

કમળા—

ચિંતાને પરહરી મનથી ધીરજ ધરી ઇશ્વરપર આધારજ ધારો
પ્રભુને શરણ રહી સુખ દુઃખ અંગે સહી ઇશ્વર ઈચ્છા સ્વિકારો
આવ્યાં સૌ વિઘ્ન વળશે સંકટ ટળશે શાંતિથી કાળ વિતાવો
હું મારૂં વ્યર્થ માની કરવીશે ગ્લાની કરશે શું જીવ બિચારો
આશા તંતુપર ચઢતાં જીવ કરોળીઓ આખર છે પડનારો.

**પદ્મિની**—અરે દૈવ! આતે કયા જન્મનાં પાપની સજા? પ્રભુ તેં સતીઓને સૌંદર્ય આપ્યું, તે શું દેશનો નાશ થવા માટેજ? સ્વદેશ અને સ્વધર્મના ગૌરવનો વિનાશ થવા માટેજ? હાં સતી દ્રૌપદીના સૌંદર્ય અગ્નિમાં સમસ્ત કીચક અને કૌરવ વંશ બળી ગયો! મહાભારત યજ્ઞ થયો, સમસ્ત ભારત વર્ષના મહાવીરો તે પ્રજ્વલિત રણ યજ્ઞમાં હોમાયા. તેમજ સતી સંયુક્તાના સ્વરૂપાગ્નિમાં સમગ્ર આર્યાવર્તનું રાજપુત્વ બળી ગયું, નાશ થયું, આર્યાવર્તનું પવિત્ર રાજ સિંહાસન, અરેરે ધર્માસન; તે ભ્રષ્ટ યવન જાતીથી ભ્રષ્ટ થયું, એ રૂપ! એ સૌંદર્ય! આટલું, આટલું કરવા છતાં હજું તારૂં શું બાકી રહ્યું કે આ વીરશ્રીથી પ્રફુલ્લ

ચિતોડ ભુમીને બાળી ભષ્મ કરવા નિષ્કલંક ક્ષત્રી-તેજને સળગાવવા તું મારી પાસે આવ્યું.

**કમળા**—કાકીમા, કેમ આમ વ્યાકુળ થાઓ છો ? અજ્ઞાનીની માફક ઉન્મત્ત થાઓ છો ?

**પદ્મિની**—બેટા, આ રૂપની આગ હજુ કોણ જાણે કયાં કયાં લાગશે ? કોને સળગાવશે ? તેની ચિંતા કરૂં છું, અને તેજ ચિંતાની આગમાં હું જાતેજ સળગી મરૂં છું.

**કમળા**—માતા, માણુસની ચિંતા શું કામની ? માણુસ ધારે છે કંઇ અને પ્રભુ કરે છે કંઈ, જુઓને ભૈરવાચાર્ય પોતેજ સળગાવેલા યજ્ઞ કુંડમાં પોતેજ હોમાયો માટે:—

ન ચિંતા કરેલી કશી કામની છે,
થશે ધારણા હશે રામની જે.

**પદ્મિની**—બેટા તે મ્લેચ્છો આપણુને દુઃખદેતા કયારે અટકશે ? તે દુષ્ટોનો અંત કયારે આવશે ?

**કમળા**—આવશે માતા આવશે. જ્યારે તેમના પાપનો પહાડ ફાટી અંદરથી જવાળામુખી સળગશે ત્યારે નક્કી તેમનો અંત આવશેજ.

**પદ્મિની**—ત્યારે હમણાં તો કાંઈ સંભવજ નથી ?

**કમળા**—ના નથીજ, પણ આટલું નક્કી માનજો કે હમેશાં કોઈ ચીર સ્થાયી રહ્યું નથી.

**પદ્મિની**—ખરૂં છે બેટા, દરેક વસ્તુની હદ તો દુનીયામાં છેજ પણ જો જો દુસ્મનોને દંડ દેવાના વિચારમાં તારા કાકા આ તરફ આવતા જણાય છે જો, બેટા

આ પ્રસંગે તને જોવાથી દુખમાં દુખ વધશે માટે હાલ તું બાજુના હોલમાં જા.

**કમળા**—વારૂ માજી હું જાઉં છું, તમે તેમને ધીરજ આપો. હે પરમાત્મા, અમારાં સર્વ વિઘ્નો હવે તો જલદી કાપો.

**પદ્મિની**—પધારો પધારો નાથ કેમ આમ શોકાતુર ?

**ભીમસીંહ**—પદ્મિની, પદ્મિની તને શું કહું ?

**પદ્મિની**—પ્રાણેશ જાણું છું, જે આપ નથી જણાવતા તે આપની મુખાકૃતિ પરથી સર્વ જાણું છું અને સમજુ છું. હા માનસ સરના વિલાસી રાજહંસ જે પદ્મિની જોતાંજ પ્રસન્ન થતા, તે રાજહંસ અત્યારે પદ્મિનીને દેખી દુભાય છે, લજાય છે. હા દેવ ! શું કરૂં ?

**ભીમસીંહ**—નહીં પ્રિયે તેમ નહીં, પદ્મિની એ હંસનું જીવન છે પણ અત્યારે હંસ પ્રતિકુળ પ્રારબ્ધથી પક્ષહીન થયો છે, પાપી યવન પારધીના તીરનું નિશાન થયો છે.

**પદ્મિની**—હા હા માટેજ હું હવે આપ રાજહંસને શાંતિદાતા પદ્મિની નહીં પણ આપના નિર્મળ અંતરને બાળનાર અંગાર છું, હું પદ્મીની આપની સ્ત્રી નહીં પણ સ્ત્રી રૂપે દુસ્મન કુલાંગાર છું. પ્રાણેશ ખરૂંજ છે 'ભાર્યા રૂપવતી શત્રુ' અત્યારે તેજ છું હું.

**ભીમસીંહ**—પદ્મિની ભલે તમે કહો પણ પ્રાણાન્તે હું તેમ નહીંજ કહું, તમે શત્રુ છો તેમતો કદાપી નહીંજ કહું.

**પદ્મિની**—મહારાજ આપના દુઃખનો એક ઉપાય છે, મને તે સાફ સમજાય છે.

**ભીમસીંહ**—તો તે કૃપા કરી કહો, શું છે ?

**પદ્મિની**—તે એજ કે 'છીન્ને મુળે નૈવ શાખા ન પત્રં' વૃક્ષના મુળનેજ છુંદી નાંખો તો પછી તેને ડાળપાનનો સંભવ રહેજ નહીં.

**ભીમસીંહ**—એટલે ?

**પદ્મિની**—આપનું, આપના આત્મ સંબંધી જનોનું ને સમસ્ત દેશના દુખનું મુળ એક હુંજ છું, તો નાથ મારો નાશ કરો, સ્વામીન્ આપ સરખા સહસ્ત્ર વીરોના સમસ્ત દેશના અરે ક્ષત્રીય કુળ કીર્તીના બચાવ માટે આપની તલવારથી આ ગરદન સાફ કરો.

**ભીમસીંહ**—નહીં પ્રિયે, આ તલવાર, આ શક્તિ તે શું પદ્મિની કમળપત્રપર પ્રહાર કરવા માટે છે? આ ચકચકિત વિધુત્ તે શું કલ્પલતાને બાળી નાંખવા માટે છે? આ અસિધારા તે શું સુકુમાર પુષ્પલતા ઉપર ઉતારવા માટે છે? નહીં નહીં, આ તેજસ્વી શસ્ત્ર પ્રહાર તો ક્ષત્રીય ગૌરવને ભ્રષ્ટ કરવા ઇચ્છનાર પાપી પાદશાહના હૃદયપર થશે. ક્ષત્રી વીર સ્ત્રી પર નહીં પણ શત્રુપરજ પોતાની સમશેર અજમાવશે.

**પદ્મિની**—સ્વામીન્, આ આપત્તિ, આ ક્લેશ ! આ એક જીવ માટે ?

**ભીમસીંહ**—બેશક પદ્મિની, અમે તારી પવિત્રતાની રક્ષા આગળ, સતીના સતીત્વની રક્ષા આગળ, રાજ્ય, સુખ,

ધન, સંપત્તિ અને ઐશ્વર્ય તુચ્છ સમજીએ છીએ. અમારી સર્વ સંપત્તિના ભોગે અસંખ્ય વીરોના જીવનના ભોગે, સમસ્ત દેશના ભોગે પણ અમે તમારી પવિત્રતા જાળવવા કાયર થઇશું નહીં.

**પદ્મિની**—પણ નાથ આ એક શરીરને માટે અનેક શરીરને દુઃખ સંતાપ શા માટે ?

**ભીમસીંહ**—દેશ ધર્મ અને કુળની કીર્તિ નિષ્કલંક રાખવા માટે.

**પદ્મિની**—પણ કંઈ વિચાર ?

**ભીમસીંહ**—પ્રથમથીજ કરી ચુક્યો છું.

**પદ્મિની**—તે શું પ્રાણેશ ?

**ભીમસીંહ**—તે એજ કે-'અર્થં સાધયામિ વા દેહં પાતયામિ.'

**પદ્મિની**—અરેરે શું આ પવિત્ર જીવનનો આ રીતેજ અંત ?

**ભીમસીંહ**—બેશક, જે ક્ષત્રી રણમાં મરે છે તેજ સ્વર્ગના અક્ષય સુખને મેળવે છે, જે ઘરમાં રહી શય્યામાં મરે તે ક્ષત્રી નહીં પણ સ્ત્રી જેવાજ છે. અરે.

**દાસી**—મહારાજ, અવિનયની ક્ષમા, પાદશાહ અલ્લાઉદ્દીન તરફથી કોઈ સિપાઇ પત્ર લઇ આવ્યો છે.

**ભીમસીંહ**—તેને આવવા દો.

**સીપાઇ**—રાણાજી હમારે સરદારને યે ખત આપકો દીયા હે ઓર જવાબ વાપસ લાનેકો કહા હે.

**ભીમસીંહ**—સમજ્યો મતલબ બરાબર સમજ્યો, લડાઇ કરો યાતો પદ્મિની આપો.

**સીપાઈ**—જવાબ?

**ભીમસીંહ**—જવાબમાં કહેજે કે લડાઇ માટે સર્વ રજપૂતો તૈયાર છે. બાકી મરણાંતે પણ તમારી આ નીચ માગણી કબુલ રાખશે નહીં.

**સીપાઇ**—બહોત અચ્છા.

**ભીમસીંહ**—હા રાત દીવસ જે ભયંકર પ્રસંગ માટે ચિંતા થતી હતી તે પ્રસંગ હવે નજીક આવ્યો છે.

**પદમિની**—પ્રાણેશ, લોહીનો પ્યાસી વિષયાંધ પાદશાહ પદમિની માગે છે તો તે તેને આપો, અને આપના ઉપર આવી પડેલું આપત્તિનું વાદળ કાપો.

**ભીમસીંહ**—અરે પદમિની ક્ષત્રીય વધુ આ તમારા શબ્દ? પદમિની તેને આપો, હા! કેવો આઘાત?

**પદમિની**—સાચુંજ કહું છું પ્રાણેશ કે પદમિની તેને આપો, તે વિષયાંધ કુતરાને ચાવવાને આ હૈડીઓ તેને આપો, તે માંસાહારી ગીધની મીજબાની માટે આ માંસ તેને આપો, આ પદમિનીના પ્રત્યેક અંગના ટુકડા કરી તે વિષય લંપટ કામાંધના જીવને પદમિનીના પ્રત્યેક શરીરની ભેટ મોકલાવો. આ હાથ આ પગ, આ ત્વચા, આ રૂધીર, આ માંસ, આ મળમુત્ર અને દુર્ગંધીત વિષ્ટાના બનેલા પ્રત્યેક અંગોની ભેટ જુદા જુદા પાત્રોમાં ભરી તેને પહોંચડાવો કે જેથી તે કામાંધ જીવ સમજે અને શાંત થાય અને આ આત્મા પણ ગંદા શરીરના સંસર્ગથી છુટી સુખી થાય.

**ભીમસીંહ**—સમજ્યો, તમારા અંતર મર્મને હવે સમજ્યો, પરંતુ પદ્મિની, આ શરીર, આ હાથ, તમારા એક રોમાંચને પણ હલાવવા કઠોર નહીં થાય તેમ તમે ન કહો, પદ્મિની સ્વસ્થ રહો, લ્યો હવે હું જઇશ.

**પદ્મિની**—પધારો પ્રાણેશ, નિશ્ચિંત રહેજો, આપ જ્યાં જશો, જ્યાં હશો, ત્યાં પ્રથમ હું આપની આગળ થઇશ, વૃક્ષથી છાયાની માફક હું આપથી કદાપી જુદી પડનાર નથી, તેમ પ્રાણાંતે પણ મારૂં શીયળ રત્ન આપનું અક્ષય દ્રવ્ય તે લુટારૂઓને હાથ જવા દેનાર નથી.

## ગાયન.

**પદ્મિની-ભીમસીહં**—

પુરો સકળ સફળ પ્રભુ મનસા
વિજય થાઓ રણે એવી અભિલાષા-
શિયળ રતન સતી જાળવી જતનથી
કદી ન પતિત થશો પાપીના પ્રસંગથી
સતી આ કદી ના ચળશે શિયળથી.

## પ્રવેશ ૪ થો.

---

**સ્થળ**—ભીમસીંહનો મહેલ.

**પાત્ર**--લખમસીંહ, રણુધીર, વિજયસીંહ, ગોરાજી, અજીતસીંહ, પાછળથી સામંતો.

**લખમસીંહ**—મારા રણધીર વીર વિજયશાળી ક્ષત્રીબંધુઓ, આ પ્રસંગ આપણાપર કેવો ગંભીર છે તે સર્વ કોઇથી અજાણ્યું તો નહીંજ હોય? અને તેવા ગંભીર પ્રસંગે આપણા ક્ષત્રીયોનું શું કર્તવ્ય છે તે સૌએ મળી સારી પેઠે વિચારવું જોઇએ.

**રણુધીરસીંહ**—રાણાજી હવે આપણે વિચારવાનો વખતજ કયાં છે? આપણુ ક્ષત્રીયોને સાહસ વિના યશ કીર્તિ અને લક્ષ્મીનો લાભજ કયાં છે?

**વિજયસીંહ**—મહારાજ, મારૂં તો તમને મુખથીજ કહેવું છે કે વિચાર કરવા રહેનાર મનુષ્યને મળવાનો યશ-લાભ તે વિચારજ ખેંચી જાય છે, માટે હવે તો વિચારમાં નિશ્ચય એજ કે 'ભસ્મીભુત ચીતોડ વા પાદશાહ પતન.'

**લખમસીંહ**—પાપી અલ્લાઉદીન આપણા વીરત્વને દબા-વવા માગે છે તો તે પહેલાં તેનેજ દબાવી દેવો એજ આપણુ વીરોનું ખરૂં કર્તવ્ય છે.

**રણુધીરસીંહ**—અલબત તેમજ કરવું ઠીક છે.

**વિજયસીંહ**—અને તે માટે તમામ રજપૂત કટિબદ્ધ છે, પ્રાણાંતે પણ રણભૂમીમાંથી પાછી પાની નહીં કરે તેવી મને હીંમત છે.

**ગોરાજી**—અમારી તલવારની તીક્ષણ અણીઓ સત્રુઓના ઉંડા હૃદયમાં પ્રવેશ કરતાં બીલકુલ અચકશે નહીં, પાપી યવનોનો શિરચ્છેદ કરતાં અમારા હાથ અને હથીઆર જરા પણ અટકશે નહીં.

**લખમસીંહ**—પાપીનો જુલમ તો જુઓ. પદ્મીની કાકીનો પ્રેમ માગવા તૈયાર થયો.

**વિજયસીંહ**—રાણાજી અધમ મનુષ્યની એજ નિશાની છે કે અંત વખતે પણ પોતાના અનાચારી કૃત્યોને છોડતો નથી.

**રણધીરસીંહ**—ખરૂં છે, પણ આપણે ભવિષ્યનો વિચાર કરી ક્ષત્રીય કુળ બાપા રાવળના વંશની હયાતી કાયમ રાખવા પ્રથમ કંઈ યોજના કરવી જોઇએ.

**વિજયસીંહ**—યોજના એજ કે વીર અજીતકુમારને લડાઇના મેદાનમાંથી કોઇ નિર્ભય સ્થળે મોકલાવી દેવા.

**અજીતસીંહ**—નહીં, કદી નહીં, એમ કરી આ વીર બાળક બાપા રાવળના કુળને કલંકીત કરશે નહીં. યુદ્ધ મેદાનથી ડરી કંઈ પણ છુપાશે નહીં.

**લખમસીંહ**—કુમાર, હજુ તમે બાળક છો, પ્રતાપ બતાવવાના પ્રસંગ હજુ તમારે ઘણા આવશે.

**ગાયન.**

**અજીતસીંહ—**

નવ સમજો પિતાજી હું અજ્ઞાન બાળ
રીપુ દળ બળ હરી રણયશ લઉંવરી
વહેવરાવું રણ રૂધીર ધાર—
સમર ભુમિને ગરજાવું હું સિંહબાળ
કરીશ હસ્તિદળ કુંભકાળ હું
અસિકર ધરીને રણ ન તજુ વીર તન હું
કરો નહિં હા લાચાર.

**લખમસીંહ**—બેટા હજુ તું બાળક છે, માટે જક ન કર ને જા.

**અજીતસીંહ**—હા બાળક છું, પરંતુ મદોન્મત હસ્તીઓના કુંભસ્થળ ચીરનાર સીંહબાળ છું. ક્ષત્રીય બાળકો તો બાળપણમાંજ પોતાના વીરત્વની પરીક્ષા આપે છે. વિશ્વામિત્રના યજ્ઞની રક્ષા ક્ષત્રી વીર શ્રી રામચંદ્રે બાળપણમાંજ કરી હતી, અખંડ શીવ ધનુષનો ભંગ કરી કીર્તિ અને સીતા લક્ષ્મી બાળપણમાંજ મેળવી હતી, તેજ પ્રતાપી ક્ષત્રીય દેવના પુત્ર લવકુશે બાળપણમાંજ મહારાજ રામચંદ્રની અસંખ્ય સેનાને પરાજીત કરી હતી. વળી ચંદ્રવંશ કુળ ચંદ્રવીર અભીમન્યુએ બાળપણમાંજ ચક્રવ્યુહને જીતી મહા ધનુર્ધર વીરોની વિજય લક્ષ્મી લુંટી હતી, તો આ પ્રસંગે મને એક કાયર પુરૂષની માફક છુપાવવો તે ખરેખર મને પોતાને અને આપ સર્વ ક્ષત્રી વીરોને શરમાવા જેવું છે.

**લખમસીંહ**—પુત્ર એક તારા પરજ બાપા શવળના વંશનો આધાર છે. એમો ક્ષત્રીઓની અરે ચિત્તોડના સારા ભવિષ્યની આશા એક તારાપરજ છે. માટે હઠ ન કર, વડીલની આજ્ઞાનું ઉલ્લંઘન ન કર.

**અજીતસીંહ**—લાચાર પિતાજી, રણરંગમાં રમવાની મને મોટી ઉમેદ હતી, પણ વડીલની આજ્ઞા તોડવી એ મહા અધર્મ છે.

**લખમસીંહ**—શાહબાશ બેટા શાહબાશ. જા સુખેથી શત્રુઓના ભયથી નિર્ભય થા. જાઓ બહાદુરો કુમાર અજીતસીંહને કેલવાડે મુકી તમે જલદી પાછા આવો.

**રણધીરસીંહ**—જુઓ જુઓ સામેથી મહારાણા ભીમસીંહજી આવે છે. મહારાજ, પ્રણામ.

**ભીમસીંહ**—બહાદુરો આ પ્રસંગે આ નાશવાન્ શરીરને પ્રણામ ન કરતાં પ્રથમ આપની માતૃભુમીને અને પછી આ તમારી કમરે શોભતી વિજયી સમશેરને પ્રણામ કરો કે જેમાં આપણ ક્ષત્રીઓનું સાચું હિત સમાએલું છે. જેનાથી જીવન સુખ અને યશ ગૌરવ જળવાયું છે.

**રણધીરસીંહ**—ખરેખર આ પ્રસંગ તો તેવોજ છે.

**વિજયસીંહ**—પરંતુ માતૃભુમીને અને વિજયી ભવાનીને ફકત પ્રણામ કરવાથીજ આપણે કૃતાર્થ થવાનું નથી.

**લખમસીંહ**—જરૂર હવે તો માતૃભુમીને પ્રણામ કરવાને બદલે પ્રાણ અર્પણ કરી તેના કરજથી છુટવાનું છે.

અને જે સતી દેવીઓના પુન્યે ક્ષત્રી કુળની પ્રતિષ્ઠા જળવાઈ છે અને જેના પુન્યે પરલોકમાં પણ અક્ષય સુખ મળનાર છે તેના કરજથી છુટવાનો પણ આ ઉત્તમ પ્રસંગ છે.

**ભીમસીંહ**—સરદારો, પાદશાહ તરફથી એક છેલ્લું કહેણ આવ્યું છે. અને તે કહેણનો કાગળ પણ આ તમારી સમક્ષ રજુ છે. બોલો તમો સર્વ શું કહો છો ?

**રણધીરસીંહ**—એજ કે ગૌરવ ગુમાવી જીવવા કરતાં મરણને શરણ થવું એ અમો હજાર દરજ્જે શ્રેષ્ઠ સમજીએ છીએ.

**ભીમસીંહ**—બહાદુરો હવે શૌર્ય, તેજ, ધૈર્ય અને દક્ષતાથી કાર્ય કરવું જોઇએ, શત્રુઓને ક્ષત્રી વીરત્વ બરાબર બતાવવું જોઇએ.

**વિજયસીંહ**—જરૂર જ્યારે તોફાની સમુદ્રનાં ઉછળતાં મોજાંની પેઠે રણ ભૂમીપર તે પાપી યવનોના રૂધીરનો દરીઓ ઉછળી રહેશે, જમીનપર લીલા છવાએલા ઘાસની માફક શત્રુઓના શરીરની રોમાવળીથી રણભુમી છવાઇ રહેશે, મોટા મગર મચ્છોની માફક શત્રુઓનાં માથાં અને ધડ રણભુમીમાં આમ તેમ રખડતા રહેશે, મોટા પર્વતો અને ખડકોની માફક શત્રુઓના હાથી, ઘોડા, અને મનુષ્ય શરીરના મુડદાંઓના ઢગ દેખાઇ રહેશે ત્યારેજ તે વિષયાંધ પાદશાહ ક્ષત્રીયોના વીરત્વને ક્ષત્રીયોના બળ પુરૂષાર્થને બરાબર સમજશે.

**ભીમસીંહ**—જે ક્ષત્રી નીડર થઈ રણ રંગમાં ઘુમવાને,

શત્રુઓને પોતાના શસ્ત્રાઘાતથી છુંદવાને અને પોતાની વિજયી સમશેરને શત્રુઓના હૃદયનું રૂધીરપાન કરાવવાને શક્તિવાન ન હોય તેણે આ યુદ્ધ સંગ્રામમાં ઉભું રહેવું નહીં

**વિજયસીંહ**—અમે પ્રતિજ્ઞાથી કહીએ છીએ કે શત્રુને અમે મરણાંતે પણ પીઠ બતાવીશું નહીં.

**રણવીર**—અમે યુદ્ધ વખતે અમારાં સ્ત્રી, બાળકો, લક્ષ્મી, વૈભવ અને જીવનની જરા પણ દરકાર કરીશું નહીં.

**ભીમસીંહ**—શાહબાશ શુરા સામંતો શાહબાશ. જુઓ સામેથી સતી દેવીઓ પોતાના મંગળ હાથમાં રણમાળ લઇ આપણને આશીષ દેવા આ તરફ આવે છે. માટે બોલો શ્રી એકલીંગજીનાથનો જય !

**ગાયન.**

**સામંતો**—

શુરાઓ આવી જ'વે વેળા હવે
આશિષ લઇને ચાલો સૌ શુર હિંમત ધારીને ત્યાં
અરિ દળને સંહારો અરિ રૂધિરે તૃપ્તિ મળે
એજ અભિલાષા ભરો, આસન પરથી અરિને પકડો
પટકી ભુમિપર નાંખો—
સિંહ સમા ગરજી રણમાં, ન્હાવો રૂધિરના સાગરમાં
રણ રમણી સહુ લ્યો લાવો, શૌર્ય વીર સૌઅતલાવો
પામર અરિ દળને દળવા, સ્વર્ગે સુર રમણી વરવા
સંહારો એ શત્રુઓને જય માળા આ શિર ધારો—

( રજપૂતો અને મુસલમાનો વચ્ચે લડાઈ. )

———

# પ્રવેશ ૫ મો.

---

**સ્થળ**—ચિતોડનો કિલ્લો.

**પાત્ર**—ભીમસીંહ, પદમિની, બાદશાહ, પાછળથી અજીતસીંહ.

**ભીમસીંહ**—

જોયાં મૃત્યુ બંધુને બાંધવોનાં
જોયાં મૃત્યુ સ્નેહીઓને સગાંનાં
જોયાં એવાં જે નહીં દેખવાનાં
દુઃખો ધાતે સાર શું જીવવામાં.

હા સર્વસ્વ નાશ થયું, સર્વ ક્ષત્રીઓ રણ રંગમાં ઝુમી સદાની વિશ્રાંતિ માટે સમર શૈયામાં સુતા. હા ભીમસીંહ જો દૈવ ઇચ્છા તેમજ છે તો હવે તારે જીવનની આશા શાની,

**પદમિની**—આવો અરે ઓ ક્ષત્રી રૂધીરના તરસ્યા દાનવો, સતી ક્ષત્રાણીઓની લાજના ભુખ્યા લંપટ લુંટારાઓ આવો.

**ભીમસીંહ**—અરે પદમિની હાથે કરી શત્રુઓને હાથ જવા તમારી ઇજ્જતના બચાવ માટે અમે કરેલી સર્વ મહેનત બરબાદ જવા તમે અહીં કેમ આવ્યાં? જાઓ જાઓ એકદમ મહેલમાં જાઓ.

**પદમિની**—પ્રાણાધાર મારૂં જીવન સર્વસ્વ લુંટાનાં મારૂં

સર્વસ્વ નાશ થતાં, હું ક્યાં જાઉં? કેમ શાંત રહું?

**ભીમસીંહ**—પદ્મિની અમારા જીવન રત્ન કરતાં તમારા શીયળ રત્નની કીંમત અમે હજાર ઘણી વધારે સમજીએ છીએ, પદ્મિની આ નાશવાન શરીરનો મોહ છોડી જાઓ, જાઓ તમારા શીયળ રત્નની રક્ષા કરો, તમારા અક્ષય ભંડારની તે પાપી લુંટારાઓથી રક્ષા કરો.

**પદ્મિની**—પ્રાણેશ સર્વ સંહાર થતાં, પ્રલય અંધકાર નજરે જોતાં, હ્રદય શુન્ય બન્યું છે, બુદ્ધિ ભ્રમિત થઇ છે, દિશા પલટાઇ ગઇ છે, ક્યાં જવું, શું કરવું, તે કંઇ સુઝતું નથી.

**ભીમસીંહ**—પદ્મિની જવાનું આ પાપી દુનીઆનો મોહ છોડી ઇશ્વરના અનંત ધામમાં અને કરવાનું સતી ધર્મને છાજે તેજ.

**પદ્મિની**—હા પ્રભુ.

**ભીમસીંહ**—જાઓ સતી જાઓ, મારા તમારા સંબંધનો આ છેલ્લો પ્રસંગ છે, હવે પરલોકમાં આપણો તમારો સંબંધ મેળવી આપનાર શ્રી ભગવાન છે. (અવાજ) જાઓ સતી એકદમ જાઓ, શત્રુઓ આવી લાગ્યા, આ શરીર રણ યજ્ઞમાં હોમાય, તમારા સૌભાગ્ય રત્નને લુંટનાર લુંટારાઓનો અટકાવ થાય ત્યાં સુધી તમે સર્વ સતીઓને સતી થવા સજજ કરો, તમારા સતીધર્મની આપણા નિષ્કલંક ક્ષત્રી ગૌરવની રક્ષા કરો. (અવાજ).

**પદ્મિની**—હા પ્રભુ સર્વ વિનાશ-છેકજ નિરાશ!

**ભીમસીંહ**—આવો પાપીઓ, આ એકજ ક્ષત્રીના વૃદ્ધ હાથ તમે જુઓ, સાવધાન!

**અલાઉદ્દીન**—મારો મારો. (લડાઇ-ભીમસીહનું પડવું)

બસ ફત્તેહ ફત્તેહ, અબ પદ્મિની મીલ ચુકી. જાઓ જનાનખાનેમેં જાઓ પદ્મિની કો યહાં પકડલાવ. (રજપૂતાણીઓનું બળી મરવું.)

અફસોસ! પદ્મિની જલબલ કે ખાખ હો ગઇ, મેરી મુરાદ બરબાદ કર ગઇ, થોડીસી જીદ કે વાસ્તે હઠીલે રજપૂતોને અપના રાજ્ય, દેશ, ઓર કુળ વંશકો બરબાદ કીયા સબ ફના હો ગયા.

**અજીતસીંહ**—છે છે, પાપી સૂર્યવંશનો અંશ, મહારાજ રામચંદ્રનો વંશ, આ અજીતવીર હજી હયાત છે અને પૂર્વજોના પૂન્ય પ્રતાપે 'યાવત્ ચંદ્ર દીવાકરૌ' તે કાયમ રહેશે અને જ્ઞાનાંધ પાદશાહ, વડીલોના પીધેલા રૂધીરનો બદલો પ્રસંગ આવે તારી પાસેથી જરૂર લેશે.

(શુરા રજપૂતોનું સ્વર્ગમાં સજોડે દર્શન અને બાદશાહની વિસ્મયતા.)



